પ્રાથમિક ઐતિહાસિક ગ્રંથમાળા. પુ. ૨.

સચિત્ર.

# ગુજરાતનો બાળ ઇતિહાસ.

ગુજરાતી પ્રાથમિક ચોથા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે.

લખનાર:—

નાનચંદ જશરાજ વખારીઆ.

પ્રકાશક:—

નાનચંદ જશરાજ વખારીઆ.

તાલુકા સ્કૂલ માસ્તર ભેંસાણ

( કાઠિયાવાડ. )

પહેલી આવૃત્તિ. (પ્ર. ૫૦૦૦) ઇ. સ. ૧૯૨૧.

કિંમત છ આના.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ હરજીવન પટેલે છાપ્યું
નં. ૯, અનંતવાડી મુંબઈ.

# પ્રસ્તાવના.





ગુજરાતના ઇતિહાસની બાળ પોથી પ્રગટ કરવાનો હેતુ સાધારણ રીતે જાણવાની ઇચ્છા થાય, તેથી તેના ખુલાસાની આવશ્યકતા રહે છે. જો કે હાલમાં નિશાળોમાં અભ્યાસની તંત્રપોથીઓ તરીકે ચાલતાં આ વિષયનાં ૪–૫ પુસ્તકો છે, અને એમના કર્ત્તાઓ વિદ્વાન ને પ્રસિદ્ધ સાક્ષરો છે, એટલે એમની કૃતિઓમાં કંઇ કહેવા જેવું હોય નહિ, પરંતુ તેથી અન્ય ગ્રંથકર્ત્તાઓનાં દ્વાર બંધ થઇ શકતાં નથી; સાહિત્ય સામ્રાજ્ય જેમ જેમ વિશાળ થતું જાય છે, તેમ તેમ શિક્ષણનું સાહિત્ય પણ વધતું જાય છે; અને તેમાંથી અનેક નવા નવા અંકુરો ફુટે છે, તેથી શિક્ષકો પણ પોતાની શક્તિ મુજબ યોગ્ય જગા મેળવી શકે છે; અગાઉના કરતાં હાલમાં શિક્ષણનો પ્રદેશ વિશાળ અને નવા નવા વિચારોથી અલંકૃત બનતો જાય છે, તેથી આ વિષયની પ્રથમ પોથી પ્રગટ કરવાને લલચાયો છું.

હાલના નિપુણ શિક્ષણ શાસ્ત્રીઓનો એવો મત પ્રબળ થતો જાય છે કે બાળ શિક્ષણમાં વપરાતી અભ્યાસની તંત્રપોથીઓ સાદી રસમય ભાષામાં વાર્તાઓની હોવી જોઇએ, અને તેને લગતાં અનુરૂપ ચિત્રોથી અલંકૃત કરેલી જોઈએ; બેશક બાળકો માટેની પોથીઓ સહેલી અને યોગ્ય ચિત્રોવાળી હોય તો તે શિક્ષણમાં વિશેષ સહાયકારી થઇ પડે. અંગ્રેજી આદિ પશ્ચિમની વિશાળ શિક્ષણ સાહિત્યવાળી ભાષાઓમાં તો બાળ શિક્ષણની હરકોઇ તંત્ર પોથી સચિત્ર હોય છે, અલબત તેમને તેમ કરવું સરળ ને સાહજિક છે, કારણ કે પશ્ચિમના સુધરેલા દેશોમાં ગ્રંથકર્ત્તાઓને જેવા જોઇએ તેવા ચિત્રકારો મળી શકે છે, તે દ્વારા તેઓ પોતાનું મન ધાર્યું કામ કરી કે કરાવી શકે છે; તેમ તેમના પ્રમાણમાં તેવા ગ્રંથકર્ત્તાઓને ઉત્તેજન પણ ઘણું સારૂં મળે છે; આપણે ત્યાં તેથી ઉલટોક્રમ છે, એટલે વિલાયતના જેવા ચિત્રકારો, સાધન અને ઉત્તેજન મળતાં નથી, તેથી આપણા શિક્ષણ સાહિત્યની તંત્ર પોથીઓ સુધરેલા અને નવિન રૂપમાં બહાર પડતી નથી અને કેવળ સરકાર ઉપરજ આધાર રાખવો પડે છે, આ ક્રમ ફેરવવાની જરૂર છે.

કાઠિઆવાડના એક ખૂણાના ગામડામાં વસતા મારા જેવા એક મહેતાજીને આવું પુસ્તક બહાર પાડતાં છાપખાનાની તથા ચિત્રો કરાવવાની કેટલી બધી મુશ્કેલીઓ નડે તે કોઇપણ કલ્પી શકે તેમ છે. પરંતુ મારાં સદ્ભાગ્યે મુંબઇ નિવાસી મારા ઉત્સાહી મિત્ર ભાઇશ્રી દુલ્લભજી ગોવિંદજી જોશી દ્વારા મારી મુશ્કેલીઓ દૂર થઇ ગઇ. તેમણે અને તેમના મિત્ર ભાઇશ્રી ઇચ્છાશંકર ભીમજી યાજ્ઞિકે શ્રીયુત્ ચિત્રકાર રવિશંકર મહાશંકર રાવલને હાથે ચિત્રો તૈયાર કરાવવાની ગોઠવણ કરી આપી, એટલુંજ નહિ પણ તે ચિત્રો "વીસમી સદી" જેવા અતિ પ્રસિદ્ધ માસિકમાં પ્રગટ કરાવી મારા કાર્યને ઉત્તેજન આપ્યું. આ બાબતમાં મર્હૂમ શેઠ હાજીમહમદ અલારખિયા શિવજીની અપાર ઉદારતા મારા ચિત્તપર હમેશાં અંકિત થઇ રહેશે.

પ્રથમ વડોદરા રાજ્યના દિવાન સાહેબ નામદાર મનુભાઇ એન. મહેતા સી. એસ. આઇ. તેમણે મારા વિનંતી પત્ર ઉપરથી શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારની સરસ છબી મોકલવાની અને તે પ્રસિદ્ધ કરવાની મહેરબાની દર્શાવી છે, તેથી તે નામદારનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવાની આ તક જવા દઇ શકતો નથી.

ઇશ્વર કૃપાથી પૂરી થએલી જગત્પ્રસિદ્ધ લડાઇને પરિણામે દરેક વસ્તુના મૂલ્યમાં અતિશય મોંઘવારી થઇ છે, તેની અસર છાપખાનાના દરેક અંગમાં થઇ છે, તેથો ચોપડીઓ છપાવવાનું અગાઉના કરતાં ઘણું જ મોંઘું થઇ ગયું છે, તેને લીધે ચોપડીઓના મૂલ્યમાં ઘણો વધારો કરવો પડે છે, એ તેનો વિસ્તાર કરવામાં મોટો અવરોધ કર્ત્તા છે. આ મુશ્કેલી મને પણ નડી છે, તો પણ બની શકયા મુજબ કીંમત ઓછી રાખવામાં આવી છે, તે શિક્ષકો જોઇ શકશે, અને જેમને છાપ-ખાનાનો થોડો ઘણો અનુભવ હશે તેઓ તો કબુલજ કરશે, પણ બાકીનાઓ માટે આ ઉલ્લેખ કરવો પડે છે.

બાળકો માટે ઐતિહાસિક પ્રાથમિક પોથી કેવી હોવી જોઇએ, તેનો ખ્યાલ મને પચીશ વર્ષ પહેલાં સ્વ. પૂજ્ય રા. સા. માધવલાલ હ. દેસાઇના શિક્ષણ દ્વારા ઉદ્‌ભવ્યો હતો ત્યાર પછી ૧૯૦૨ નાં ધોરણોમાં એ વિષયની રૂપરેષા દર્શાવવામાં આવી, તેથી મારી ઇચ્છાને પોષણ મળ્યું; એટલે પૂજ્ય માધવલાલભાઇએ ઇતિહાસનાં શિક્ષણ વિષે ગુજરાતશાળા પત્રમાં જે જે લખ્યું હતું તેનો જે રા, બા. કમળાશંકર ત્રિવેદીના શિક્ષણનો શાસ્ત્રનો અને હાલમાં પ્રગટ થએલાં મિ. માર્સ્ડનનાં કેંદ્રાનુસારી પદ્ધતિથી લખાયેલાં ઇતિહાસનાં

પુસ્તકોનો મારી શકિત મુજબ અભ્યાસ કરીને આ ચોપડીનું ખોખું તૈયાર કર્યું, તેમાં મારા શિક્ષક તરીકેનાં વીશ વર્ષમાં જેવો તેવો જે અનુભવ થએલો છે તે મેળવીને આ હુસ્તલેખ તૈયાર કરીને મારા કેટલાક શિક્ષક મિત્રો અને મુરબ્બીઓને બતાવવામાં આવતાં તેમણે પોતાની પસંદગી બતાવી છે, તેથી તેને પ્રગટ કરવાની હિમ્મત કરી છે. પરંતુ પુસ્તકની શિષ્ઠશ્રેણીની ગણના કરતી વખતે પ્રાથમિક શિક્ષકની સાહિત્ય સંપત્તિ નબળી ગણવામાં આવે છે, એ વાતનો મૌનતાથી સ્વીકાર કરીને જણાવું છું કે આ વિષયમાં મારો પ્રથમ પ્રયાસ છે, તેથી દોષો રહી જવા સંભવ છે, પરંતુ ઉપરોક્ત કારણે ભૂલોનું સ્વરૂપ મોટું નહિ આંકવા વિનંતી કરૂં છું અને તે દર ગુજર કરી સૂચના કરવા મહેરબાની કરાશે તો ઇશ્વરકૃપાથી અન્ય આવૃત્તિ પ્રગટ કરવાનો સમય મળશે તો ઉપકાર સહ સુધારવામાં આવશે, એજ વિનંતી તા. ૧–૭–૧૯૨૧.

ના. જ. વખારીઆ.

# અર્પણ પત્રિકા.

શ્રીયુત્ સાક્ષરશ્રી

છગનલાલ હરિલાલ પંડયા બી. એ.

માજી ચીફ એજયુકેશનલ ઑફિસર સાહેબ.

જુનાગઢ સ્ટેટ.

સૌરાષ્ટ્રના સરકારની સેવા કરી બહુ વર્ષથી,
તે મધ્ય નીતિ આપની ઉંચી અનુપમ નીવડી;
રાજા અને રૈયત તણો વિશ્વાસ સરખો મેળવ્યો,
નહિ રંજ લાગ્યો આપને મન–ભાવ ઉંચો કેળવ્યો.–૧

દેશી વિદેશી ને વળી અંગ્રેજ રાજપ્રતિનિધિ,
સૌની પ્રીતિ સરખી ગ્રહી કર્તવ્ય કર્મ અદા કરી;
બહુ રાજવિપ્લવ તો થયા વંટોળીઆ વાયા સહી,
કર્તવ્યના કંપા ણુ ને નમવા દીધો જરીએ નહિ.–૨

વળી આપ કેળવણી મહીં બહુ હોંસ રાખો આદરથી,
શિક્ષણ તણી દોરી ગ્રહી કરવા સુધારા સાધ્યથી;
અતિ ઉચ્ચ શિક્ષણ આપવા શાળા સુધારાઓ કર્યા,
વેતન અને વૃદ્ધિ તણા શ્રમ સાધ્ય યત્નો બહુ કર્યા.–૩

સાહિત્ય પરિષદ્ માંહી સૌ વિદ્વાન મંડળ ચ્હાય છે,
સાક્ષર તરીકે આપની ત્યાં ઉચ્ચ ગણના થાય છે;
કાદંબરી આદિ અનેરા ઇષ્ટ ગ્રંથો આદર્યા,
વિદ્વાન ને સામાન્ય જનની પ્રીતિના સંગ્રહ કર્યા.–૪

ઉપર પ્રમાણે ઉચ્ચતામાં સામ્ય ઝળકે છે બહુ,
મારા સરીખા કામને ઉત્તેજનો આપો બહુ;
એ ભાવ અંતરમાં ભરી શુભ વાસના હૃદયે સ્મરી,
ગુજરાતની ઈતિહાસ પોથી પ્રેમથી અર્પણ કરી.–૫

ભવદીય,

**નાનચંદ જ. વખારીઆ.**

ગ્રંથકર્ત્તા.

# ગુજરાતનો બાળ ઇતિહાસ.

## વાર્તા ૧ લી.

## શહેનશાહ ૫ મા જ્યોર્જ.



ગુજરાતની ભૂગોળ શિખતાં તમને જણાયું હશે કે હાલમાં આપણા દેશમાં અંગ્રેજી અને દેશી રાજ્યો આવેલાં છે, ગુજરાતમાં તો ફક્ત અંગ્રેજ સરકારના પાંચ જિલ્લા છે, પણ મુંબઇ ઇલાકો અને આખા હિંદુસ્તાનમાં મળીને અંગ્રેજી રાજ્યનો વિસ્તાર ઘણો મોટો[1] છે, અને બધાં દેશી રાજ્યો તેના તાબામાં છે; એટલે આખા દેશમાં અંગ્રેજ સરકારનું રાજ છે. આ રાજ કરનાર શહેનશાહ ૫ મા જ્યોર્જ છે. તેઓ ઇંગ્લાંડ (વિલાયત) માં ગાદીએ બિરાજે છે. હાલ તેની ઉમર ૫૫ વર્ષની છે. તેઓ દશ વર્ષ ઉપર ગાદીએ આવ્યા છે. તેમની

---

૧ આ વાર્તા કહેતી વખતે શિક્ષકે મુંબઇ ઇલાકો અને હિંદુસ્તાનના નકશા બતાવવા, અને તેમાંથી અંગ્રેજી અને દેશી રાજ્યોનો વિસ્તાર બતાવવો અને તેની સમજણ પાડવી.

પહેલાં તેમના પિતા શહેનશાહ ૭મા **એડવર્ડ** ગાદી ઉપર હતા. તેણે દશ વર્ષ રાજ્ય કર્યું છે. શહેનશાહ **એડવર્ડ** બહુજ ભલા અને પ્રજાપ્રિય હતા. તેમની પહેલાં તેમનાં માતુશ્રી **મહારાણી વિક્ટોરિઆ** રાજ કરતાં હતાં. આપણા હિંદુસ્તાનના રાજની લગામ તેમના વખતમાં આવી; ત્યારથી અહીંના લોકોને ઘણી તરેહના ફાયદા થયા છે. **મહારાણી વિક્ટોરિઆ** જેવાં ભલાં અને રૈયતની દાઝ જાણનાર રાજ્યકર્ત્તાઓ બહુ થોડા થયા છે, પણ એમના જેવડું અને ૬૪ વર્ષ જેટલી લાંબી મુદતનું રાજ અત્યાર સુધી કોઇ રાજાએ કર્યું હોય એમ જણાયું નથી; તેમણે ઇ. સ. ૧૯૦૧ માં એટલે વીશ વર્ષ પહેલાં સ્વર્ગવાસ કર્યો છે.

આ ઉપરથી તમને જણાયું હશે કે શહેનશાહ જ્યોર્જ તો વિલાયતમાં બિરાજે છે, તેમના તરફથી અહીં રાજ ચલાવવાને એક **રાજપ્રતિનિધિ** આવે છે, તેને **ગવર્નર જનરલ** અને **વાયસરૉય** કહે છે. તેમની હકુમત આખા હિંદુસ્તાન ઉપર ચાલે છે. હાલના વાયસરૉય **લૉર્ડ ચેમ્સફર્ડ** છે. તેનો મુકામ દિલ્હીમાં છે. તેમના હાથ નીચે દરેક ઇલાકામાં **ગવર્નર** હોય છે. તે પ્રમાણે આપણા ઇલાકામાં ગવર્નર તરીકે **સર જ્યોર્જ લૉઇડ** સાહેબ છે.

અંગ્રેજ સરકારનું રાજ્ય ૧૦૦ વર્ષ થવાં બરાબર જામ્યું છે, તે પહેલાં મરેઠાનું હતું, મરાઠા પહેલાં મુસલ-

માન પાદશાહોનું રાજ્ય હતું, અને તે પહેલાં રજપુતોનું રાજ્ય હતું, માટે આપણે ઇતિહાસ રજપુતકાળથી શરૂ કરીએ.



## વાર્તા ર જી.

## જાદવ રાજ્ય.





આપણે ગુજરાતના નકશા ભણી નજર કરીશું તો જણાશે કે તેના પશ્ચિમ ભાગમાં કાઠિઆવાડ નામે મોટો દ્વીપકલ્પ આવેલો છે. તેની ઘણીખરી હકીકત તમે ત્રીજા ધોરણમાં શીખી ગયા છો. આખો પ્રાંત એક રાજાના તાબામાં ન હોતાં નાનાં મોટાં ૨૦૦ સંસ્થાનોમાં વહેંચાયલો છે. અગાઉના વખતમાં આ સંસ્થાનોના રાજા અને દરબારો અંદર અંદર એક બીજા સાથે સંપ ન હોવાથી લડાઇ ટંટામાં મચ્યા રહેતા હતા, અને લૂટફાટ કરતાં તેથી વસ્તીની સલામતી સચવાતી નહિ. ઇશ્વર કૃપાથી હાલમાં આખા પ્રાંત ઉપર અંગ્રેજ સરકારનું ઉપરીપણું થયું છે. તેથી આગળના જેવા લડાઈ ટંટા બંધ પડયા છે અને લોકો સુખચેનમાં રહી શકે છે.

આ પ્રાંતના વાયવ્ય ખુણાનો ભૂશિર જેવો ભાગ જે દરીઆમાં ગએલો છે તેને **ઓખો** કે **ઓખામંડળ** કહે છે. તેનાં છેક પશ્ચિમ કિનારા ઉપર **દ્વારકા** નામે નગરી છે; ત્યાં ઘણા જુના કાળમાં એટલે સુમારે પાંચ હજાર વર્ષ પહેલાં **શ્રીકૃષ્ણ** નામે રાજા રાજ્ય કરતા હતા, તેને હિંદુ લોકો ઇશ્વરનો અવતાર ગણે છે. તેથી આજ પણ ત્યાં લોકો જાત્રાએ જાય છે. **શ્રીકૃષ્ણને બળરામ** કરીને મોટા ભાઇ હતા. તે બહાદુર અને જબરા લડવૈયા હતા તેથી આસપાસના મોટા મોટા રાજાઓ તેની સલાહ લેતા હતા.

**શ્રીકૃષ્ણ** પહેલાં તેના વંશમાં કેટલીક પેઢી ઉપર **યદુ** નામે રાજા થઇ ગયો હતો, તેથી તેના બધા કુટુંબીઓ **યાદવ** કે **જાદવ** કહેવાતા હતા. તેના વખતમાં યાદવોની સંખ્યા ઘણીજ હતી, અને તેમની સ્થિતિ પૈસે ટકે સારી હતી, તેથી તેઓમાં કેટલાક અવગુણો પણ આવ્યા હતા. ઘણાખરાને દારૂ પીવાનું બૂરૂં વ્યસન વળગ્યું હતું, તેમાંના કેટલાક તોફાની અને મસ્તીખોર થઇને રૈયતને હેરાન કરતા હતા.

દ્વારકાની આસપાસ ઋષિઓનાં કેટલાંક આશ્રમો હતાં, તેમાં તેઓ **શ્રીકૃષ્ણની** મહેરબાની વડે ઇશ્વરનું ભજન કરતા હતા. ત્યાં કેટલાક તોફાની જાદવો જઈને આ ગરીબ ઋષિઓને પજવતા હતા. આ વાત શ્રીકૃષ્ણના જાણવામાં આવવાથી તેમને શિક્ષા કરાવવાનો ઉપાય શોધતા હતા.

## વાર્તા ૩ જી.

# જાદવાસ્થળી કે જાદવોનો નાશ.



આકાશમાં કોઈ વખત સૂર્યને ચંદ્રનાં ગ્રહણ થાય છે. તે તમે જોયાં હશે. સૂર્યનું ગ્રહણ દિવસે અને ચંદ્રનું ગ્રહણ રાત્રે થાય છે; તેને હિંદુ લોકો ધર્મનું કારણ ગણી ગ્રહણ થઇ રહ્યા પછી નહાય છે વળી તે દિવસે તીર્થમાં નહાવાનું વધારે પુન્ય માને છે; તેથી ઘણા હિંદુ લોકો ગ્રહણને દિવસે તીર્થમાં નહાવા જાય છે.

કાઠિઆવાડની છેક દક્ષિણે દરીઆ કાંઠે વેરાવળ નામે બંદર છે. તેની પાસે સોમનાથ કે પ્રભાસપાટણ નામે ગામ છે અહીંઆં સોમનાથ મહાદેવનું મંદિર તથા પ્રભાસ તીર્થ છે આજ પણ આખા હિંદુસ્તાનમાંથી હિંદુ લોકો જાત્રાએ આવે છે, અને પ્રભાસ કાંઠે શ્રાદ્ધ સરાવે છે. આવા એક ગ્રહણને દિવસે શ્રીકૃષ્ણ દ્વારકામાંથી ઘણાક જાદવોને તેડીને પ્રભાસપાટણ નાહવા ગયા. આગળ કહ્યું તેમ જાદવો દારૂડીઆ થઇ ગયા હતા. દારૂ પીનારને કોઇ જાતનું ભાન રહેતું નથી. ત્યાં બધા જાદવો દારૂ પીને નાહવા લાગ્યા. કેફની ધૂનમાં અંદર અંદર બોલાચાલી થઇ, તેમાંથી

મારામારી ઉપર આવ્યા અને છેવટે એક બીજાને હાથે કપાઇ મુઆ. માત્ર **શ્રીકૃષ્ણ ને** થોડા જાદવો બચ્યા. આ ઓચિંતી કાપાકાપી થવાથી **શ્રીકૃષ્ણ** દીલગીર થઇને થોડે છેટે પીપળાના ઝાડ નીચે જઇને બેઠા, તેવામાં કોઇ શિકારીએ અજાણતાં બાણ માર્યું. તે બરાબર કપાળમાં વાગવાથી શ્રીકૃષ્ણે જાણ્યું કે હવે જીવ રહેશે નહિ, તેથી ધીમે ધીમે ઘસડાઇને ત્રિવેણી નદીને કાંઠે આવ્યા કે તરતજ ગુજરી ગયા.

આ કાપાકાપીની લડાઇને **જાદવાસ્થળી** કહે છે. દારૂ પીવાથી જાદવોનું સત્યાનાશ નીકળી ગયું, માટે કોઇએ કેફ કરવો નહિ. જાદવાસ્થળીમાંથી જે જાદવો બચ્યા તેઓ દ્વારકામાંથી નાસીને ઉત્તર તરફ ગયા, અને ત્યાં તેમણે નાનાં રાજ્યો સ્થાપ્યાં. કચ્છ અને કાઠિઆવાડના જાડેજા રજપુતો પોતાને હાલ જાદવવંશમાંથી ઉતરેલા છે એમ કહેવરાવે છે

**યાદવવંશ** પછી ઘણે વર્ષે **મૌર્ય** વંશના રાજાઓનું રાજ્ય ગુજરાતમાં થયું, તેમાં **અશોક** નામે મહાપ્રતાપી રાજા થઇ ગયો છે. તેણે ગિરનારની પાડોશમાં જુની લિપિમાં લેખો કોતરાવેલા છે, તે હજી કાયમ છે. કોઇવાર તમારે જુનાગઢ જવાનું થાય તો ગિરનાર જવાના રસ્તામાં મોટા પથરા ઉપર છે, ત્યાં જઇને જરૂર જોઇ આવજો એ લેખોની લિપિ એટલી જુની છે કે તેમાંનો એકે અક્ષર ઉકલશે નહિ, કારણ કે એ લેખો બે હજાર વર્ષના જુના છે

મૌર્ય વંશ પછી ક્ષત્રપ, ગુપ્ત વગેરે ઘણા વંશના રાજાઓનાં રાજ્ય ગુજરાતમાં થયાં હતાં, પણ તેમની રાજ-ધાની ગુજરાતની બહાર હતી અને અહીં ફક્ત રાજ કરતા હતા તેથી તેમની હકીકત માલમ પડતી નથી. જુનામાં જુનું રાજ્ય **વલ્લભીપુરનું** ગણાય છે અને ગુજરાતનો ખરો ઇતિહાસ ત્યારથી મળી આવે છે, માટે ત્યાંથી શરૂ કરીએ.



## વાર્તા ૪ થી.

## વલ્લભીપુર પાટણ.






ઠિઆવાડ રેલવેના ધોળા જંકશને ઉતરીને ઉગમણા જઇએ તો ૩ ગાઉ ઉપર **વળા** નામનો તાલુકો આવે છે. તે એક હિંદુ ઠાકોરના તાબામાં છે. વળાથી એક મૈલ ઉતરે જઇએ તો એક મોટા શહેરનું ખંડેર માલમ પડે છે. તેની પાસે **ઘેલો** નામે નદી વહે છે. તેમાં ચોમા-સાની ઋતુમાં જ્યારે પૂર આવે છે ત્યારે આ ખંડેરો વધારે ખુલ્લાં પડે છે; અને તેમાંથી શિવલિંગો, જુના સિક્કાઓ અને મૂર્ત્તિઓ કોઇ કોઇ વખત નીકળે છે, અને ઇંટો પણ

નીકળે છે, તે હાલની ઈંટો કરતાં ઘણી મોટી હોય છે. આ ખંડેર જોતાં જણાશે કે આવું મોટું શહેર તે કોઇ રાજ્યની રાજધાની હોવું જોઈએ. જુના લેખો વાંચવાથી જે થોડી હકીકતો મળી આવે છે, તે ઉપરથી જણાય છે કે આ ખંડેર તે ગુજરાતની જુની રાજધાની **વલ્લભીપુરનું** છે.

**ભટ્ટાર્ક** ગુર્જર નામે કોઇ એક પુરૂષ મોટા રાજ્યનો સરદાર હતો, તેણે વલ્લભીપુરનું રાજ્ય જીતી લઈને ત્યાં ગાદી સ્થાપી વખત જતાં તેના ઉપરી રાજાનું જોર ઘટવાથી ભટ્ટાર્ક વલ્લભીપુરનો રાજા થયો. પ્રથમ તે ગુર્જર નામે કોઇ હલકી જાતનો હતો, પણ રાજા થયા પછી તેની આ જાત ગુર્જર ઉપરથી આખા દેશનું નામ ગુર્જરત્રા એટલે ગુર્જરે જીતેલો એવું ગુજરાત નામ પડયું છે, જે હજી સુધી ચાલે છે.

**ભટ્ટાર્કે** આ રાજ્ય કયારે સ્થાપ્યું, અને સ્વતંત્ર રાજા કયારે થયો, તેમજ વલ્લભીપુર તેણે વસાવ્યું કે તેની પહેલાં વસેલું હતું તેની બરાબર ખબર પડી નથી. ભટ્ટાર્ક પછી વલ્લભીની ગાદીએ ૧૬ રાજાઓ થયા હતા તેમણે ઇ. સ. ૫૦૯ થી ૭૬૬ સુધી એટલે ૨૫૦ વર્ષ સુધી ગાદી ભોગવી હતી આ રાજાઓ શિવધર્મ પાળતા, વિદ્વાનોને ઉત્તેજન આપતા અને ગરીબોને ઘણું દાન આપતા હતા. રાજ્યની ચઢતીના વખતમાં વલ્લભીપુર શહેર ઘણું મોટું,

શોભિતું, વસ્તીથી ભરપુર અને પૈસે ટકે આબાદ હતું. કરોડોપતિ શાહુકારોનાં સો કરતાં પણ વધારે ઘરો હતાં. બૌદ્ધ ધર્મના મઠો પણ તેટલાજ હતા, તેમાં આશરે ૬૦૦૦ કરતાં વધારે સાધુઓ રહેતા હતા.



## વાર્તા ૫ મી.

## સોનાની કાંસકી અને રાજાની કુંવરી.





તમે વાંચ્યું હશે કે વલ્લભીપુરની ગાદીએ કુલ સત્તર રાજાઓ થયા, તેમાં છેલ્લા સાત રાજા **શિલાદિત્ય** નામથી ઓળખાતા હતા. જેમ હાલમાં જુનાગઢ અને વાડાશિનોરના રાજા **નવાબ** કહેવાય છે વડોદરાના **મહારાજા ગાયકવાડ** અને લુણાવાડાના **રાવળ** નામથી ઓળખાય છે. તેમ વલ્લભીના છેલ્લા સાત રાજા **શિલાદિત્ય** કહેવાતા હતા.

છેલ્લા રાજા **શિલાદિત્ય સાતમાના** વખતમાં **કાકુ** નામે એક મારવાડી વેપારી વલ્લભીપુરમાં રહેતો હતો. તે પહેલાં ઘણોજ ગરીબ હોવાથી **કાકુરંક** નામે ઓળખાતો

હતો. પણ વેપારમાં કમાવાથી કરોડોપતિ થયો હતો; તેને છોકરાં છૈયાંમાં માત્ર એક દીકરી હતી. તે ઘણીજ વહાલી હોવાથી તેને માથું હોળવાને હીરામાણેક જડેલી સોનાની જડાઉ કાંસકી કરાવી આપી હતી.

આ કાંસકી એક દિવસ રાજાની કુંવરીના જોવામાં આવી તેથી તેને તે લેવાનું મન થયું. રાજાએ તેની કુંવરીને નવી કાંસકી કરાવી ન આપતાં કાકુને તેની દીકરીની કાંસકી આપી દેવાને કહેવરાવ્યું. રાજાની આ માગણી ખોટી હતી; કારણ કે તેણે બીજી કાંસકી કરાવી આપવી હતી, પણ રૈયત પાસેથી તેની વહાલી ચીજને લઇ લેવી એ રાજાનો ધર્મ ન કહેવાય.

કાકુએ તેની દીકરીની કાંસકી આપવાને ના કહી, તેથી રાજાએ બળાત્કારે ખુંચવી લીધી, આથી કાકુને બહુજ ગુસ્સો ચઢયો; તે કરોડપતિ હોવાથી રાજાનું વેર લેવાને વિચાર્યું. તે વખતે સિંધમાં કોઇ આરબ પાદશાહ હતો તેની પાસે કાકુએ જઇને એક કરોડ સોનામહોરો આપવી કબુલ કરીને વલ્લભી ઉપર ચઢાઈ લઇ આવ્યો. આરબ પાદશાહે શિલાદિત્યને લડાઇમાં હરાવી મારી નાંખ્યો, શહેર લૂટીને બાળી નાંખ્યું, તેથી કાકુનો ગુસ્સો શમ્યો. કાકુ મોટી પદવીની આશા રાખી બેઠો હતો, પણ તે મળી નહિ, અને દેશદ્રોહીનો ડાઘ તેને માથે ચોંટયો. આ બનાવ આશરે બારસો વરસ પહેલાં બન્યો કહેવાય છે.

રાજાનું કામ રૈયતનું રક્ષણ કરવાનું છે, પણ જુલમ કરવાનું નથી. વખતે નાના માણસો પણ રાજાને કેટલું નુકસાન કરે છે. તે આ દાખલાથી બરાબર જણાઇ આવે છે. તેમજ ઠાકુ જેવા કરોડપતિ શાહુકારે નાની વસ્તુ માટે રાજાને મરાવી નાંખ્યો, તે બહુ ખોટું કર્યું. **રૈયતે રાજા તરફ હમેશાં વફાદાર રહેવું જોઇએ.**



## વાર્તા ૬ ઠ્ઠી.

## બહારવટીઆ અને ચાંચીઆ.





જમીન ઉપર ચોરી કે લૂટ કરનારા તમે જોયા કે સાંભળ્યા હશે. તેઓ વગડામાં રહે છે, અને એ રસ્તે કોઇ નીકળે તો તેઓને લૂંટી લે છે. તે લૂટારા કે બહારવટીઆ કહેવાય છે. હાલ અંગ્રેજ સરકારના રાજમાં બંદોબસ્ત બહુ સારો થવાથી એવા લૂટારા રહ્યા નથી.

બહારવટીઆ જેમ જમીન ઉપર લૂંટ ચલાવે છે, તેમ દરીઆમાં લૂંટી લેનારને **ચાંચીઆ** કે **ચોરા** કહે છે. કોઇ વહાણ માલ ભરીને આવતું હોય, તેની તરફ પોતાનું વહાણ હંકારે છે, અને અડોઅડ કરીને તેના વહાણમાં કૂદી પડે છે. વહાણ લૂંટવા ન દે તો તેને મારીને દરીઆમાં ફેંકી દે છે; પછી બધો માલ પોતાનઃ વહાણમાં ભરીને આડે રસ્તે ચાલ્યા જાય છે.

અંગ્રેજ સરકારનું રાજ થયા પહેલાં કાઠિઆવાડની આસપાસ આરબી સમુદ્રમાં એવા ચાંચીઆ લોકોની મોટી ટોળીઓ હતી. તે કાવી, ઘોઘા, જાફરાબાદ, દ્વારકા વગેરે બંદરોમાં મોટી લૂંટ કરતા. હાલમાં તો સરકારે દરીઆનો કબજો કરીને એવા લોકોને લૂંટ કરતા બંધ કરી દીધા છે. આવા ચોરા લોકોનું જોર વલ્લભી રાજ્યના વખતમાં બહુ હતું, તેઓ વેરાવળની આસપાસના બંદરોમાં મોટી લૂંટો ચલાવતા.

વલ્લભી રાજાઓ તે લોકોને વશ કરી શકતા નહોતા, પરંતુ તે વખતે કાઠિઆવાડ–સોરાષ્ટ્રમાં **મહેર લોકોનું** જોર બહુજ હતું. તેમણે આ ચોરા લોકોને દરીઆ કાંઠેથી નસાડયા, તેથી તેઓ નાસીને કાઠિઆવાડની ઉત્તરે કચ્છના રણના કાંઠાની આસપાસ વસ્યા, અને ત્યાં નાનાં રાજ્યો સ્થાપ્યાં. વખત જતાં તેનું મોટું રાજ્ય થયું, તેથી તેઓ

**ચૌરા** કે **ચૌડા** નામથી ઓળખાતાં શરમાયા, અને એ નામ બદલાવીને **ચાવડા** રજપુત કહેવડાવા લાગ્યા.

આ વાત ઉપરથી તમારા સમજવામાં આવ્યું હશે કે કોઇ માણસને તેનો ખરાબ ધંધો છોડીને બીજે સારે રસ્તે ગયા પછી તેને આગળનું હલકું નામ ગમતું નથી. તેમજ અત્યારે માયાળુ અંગ્રેજ સરકારનું રાજય આપણા ઉપર હોવાથી ઉપર કહેલા બહારવટીઆ, લૂંટારા કે ચાંચીઆ લોકો કોઇ જગાએ તોફાન કરી શકતા નથી, તેથી ઈશ્વર પાસે એમ માગવું કે પ્રતાપી અંગ્રેજ સરકારનું રાજય આપણા ઉપર કાયમ રાખે.

## વાર્તા ૭ મી.

## પંચાસર નગર.



ઝાલાવાડની ઉત્તરે કચ્છના રણની પૂર્વ બાજુમાં ઝીંઝુવાડા અને પાટડી તાલુકાઓની ઉત્તર તરફ રાંધનપુર સંસ્થાનના તાબાનું **પંચાસર** નામે જુનું ગામ છે. એની પાસે જઇએ તો વલ્લભીપુરના જેવાંજ ખંડેરો નજરે પડશે, તે જગાએ આશરે ૧૨૦૦ વર્ષ પહેલાં **પંચાસર** નામે મોટું શહેર

હતું. એની આસપાસનાં ગામડાંઓમાં આગળ કહેલા **ચાવડા** લોકો આવી રહ્યા હતા; અને નાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં. વખત જતાં એ ચાવડાઓમાં **જયશિખરી** નામે શૂરો રાજા થયો, તેણે એ બધાં નાનાં રાજ્યો જીતીને મોટું રાજ્ય સ્થાપન કર્યું, ને પંચાસરમાં પોતાની રાજધાની કરી; તે વખતે **વલ્લભી** રાજ્યની પડતી દશા હોવાથી **જયશિખરીએ** પોતાની સત્તા ગુજરાતના ઘણા ભાગ ઉપર બેસાડી હતી; વળી તે બળવાન ને બુદ્ધિવાન હોવાથી રાજ્ય સારી રીતે ચલાવતો હતો. તેથી દેશ પૈસેટકે આબાદ હતો, રાજ્યનો ભંડાર ભરપુર હતો. તેની ફોજ જબરી હતી, આ સિવાય બીજી રીતે તે સુખી હતો કે તેને **રૂપસુંદરી** નામે રૂપાળી અને સદ્‌ગુણી રાણી હતી. તે રાણીનો ભાઇ **સુરપાળ** બહાદુર લડવૈયો હોવાથી **જયશિ-ખરીએ** તેને પોતાના રાજ્યનો સેનાપતિ બનાવીને તેને પોતાની બેન **વિમળદેવી** પરણાવી હતી. **સુરપાળ** જેવો બહાદુર હતો તેવોજ રાજ્યનું ભલું ચાહનાર હતો, તેથી રાજ્યની આબાદી વધતી જતી હતી.



# વાર્તા ૮ મી.

## જયશિખરી અને ભુવડ.





પંચાસરના રાજા જયશિખરીના દરબારમાં શંકર નામે એક બારોટ રહેતો હતો. તે એક વખત દક્ષિણમાં કનોજ દેશમાં કલ્યાણી નગરમાં ગયો. ત્યાં સોલંકી વંશનો ભુવડ નામે મહા પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તેને સોળ મોટા યોદ્ધા કે પટાવતો હતા શંકર બારોટે તેની સભાના બધા કવિઓને જીત્યા તેથી ભુવડે તેને ઇનામ આપવા માંડયું. તે વખતે શંકરે પોતાના રાજા જયશિખરીનાં અને તેની રૂપવંતી રાણી રૂપસુંદરીનાં ભારે વખાણ કર્યાં. ભુવડ રાજા અત્યાર સુધી એમ જાણતો હતો કે ગુજરાત પોતાના તાબાનો દેશ છે, પણ આ બારોટના કહેવાથી જાણ્યું કે ત્યાં જબરો રાજા રાજ્ય કરે છે; માટે તેને જીતી લેવો જોઇએ એવો વિચાર તેના મનમાં થયો. તેને જે સોળ પટાવતો હતા, તેમાં સૌથી મોટા પટાવત મીહિરને ગુજરાત જીતી લેવા હુકમ કર્યો.

તેથી મીહિર મોટું લશ્કર લઇને ગુજરાત આવવા નીકળ્યો. જયશિખર અને તેના બહાદુર સેનાપતિ સુરપાળને તેની ખબર પડવાથી તેમણે પણ તૈયારીઓ કરવા માંડી. એક રાત્રે સુરપાળે પોતાનું લશ્કર લઈને **મી**હિરના લશ્કર ઉપર એકદમ છાપો મારીને તેનું લશ્કર ઘાસની પેઠે કાપી નાંખ્યું, તેથી **મી**હિર નાસી ગયો. આ સમાચાર ભુવડને મળવાથી તે બહુ ગુસ્સે થયો તેથી તમામ લશ્કર લઇને પંડે ગુજરાત આવવા નીકળ્યો, તેણે આવીને જયશિખરીને પંચાસરમાં ઘેરી લીધો. જયશિખર અને સુરપાળ અંદરથી બચાવ કરવા લાગ્યા. ઘણી લડાઇઓ થઇ. બેઉ તરફના ઘણા લડવૈયા કપાઇ ગયા.

આ ઘેરો ને લડાઇ બાવન દિવસ ચાલ્યાં, પણ કોઈની હારજીત નક્કી થઇ નહિ, તેથી ભૂવડે થાકીને ગુજરાતનું રાજ્ય સુરપાળને આપવાની લાલચ આપીને ફોડવાની તજવીજ કરવા માંડી, પણ શૂરો અને નિમકહલાલ સુરપાળ તેની લાલચમાં લપટાયો નહિ. જયશિખરી અંદરથી ઘેરાએલો હોવાથી તેને બીજી મદદ મળી નહિ. વળી તેમાં



વનમાં બાળ વનરાજ ને રૂપસુંદરી.

KRISHNA PRESS, BOMBAY 2.

ઘણાં માણસો કપાઈ ગએલાં હોવાથી તેણે જીતવાની આશા મૂકી દીધી, પછી છેલ્લી લડાઈમાં જયશિખરી પોતાનો ઘોડો ભૂવડના હાથી ઉપર કૂદાવીને તેની છાતીમાં ભાલો મારવા જતો હતો; તેવામાં ભૂવડના બે મલ્લોએ પછવાડેથી આવીને જયશિખરીનું માથું તરવારથી ઉડાવી દીધું. આ માથા વિનાના ધડે ભૂવડના લશ્કરનો કચરઘાણ કાઢી નાંખ્યો, અને ત્રીજે દિવસે ઝુઝી ઝુઝીને પડયું. તેથી પંચાસર ભૂવડના હાથમાં ગયું, તેનો અમલ ગુજરાત ઉપર બેઠો. ત્યાર પછી સોરઠ અને કચ્છના રાજાઓને તાબે કરીને પોતાનો પ્રધાન મૂકીને સ્વદેશ ગયો.



## જંગલમાં રઝળતી રાણી રૂપસુંદરી.

### વાર્તા ૯ મી.



ભૂવડ રાજાએ પંચાસર જીત્યું ખરૂં, પણ સુરપાળ તેના જોવામાં આવ્યો નહિ, તેથી તેણે વિચાર્યું કે સુરપાળ જેવો બહાદુર અને નિમકહલાલ જોદ્ધો આમ છેક છેલ્લી ઘડીએ જયશિખરીને છોડીને નાસી જાય એમ તો બને નહિ, તેથી

આસપાસ તપાસ કરવાને ઘણાં માણસો મોકલ્યાં. પણ કોઇ જગાંએ તેનો પત્તો લાગ્યો નહિ, તેમ તેનું મુડદું પણ હાથ લાગ્યું નહિ. જયારે જયશિખરી પંચાસરમાં ઘેરાયો હતો, તેમાં ઘણાં માણસો કપાઇ જવાથી ખૂટવા આવ્યાં, અને બહારથી બીજાં માણસો આવી શકતાં નહોતાં. ત્યારે તેને લાગ્યું કે હવે જીતવાની આશા નથી. તે વખતે તેની રાણી રૂપસુંદરી બેજીવવાળી હોવાથી તેને કોઇ નિર્ભય જગાએ સુરપાળ સાથે મોકલી દેવાનો વિચાર કર્યો. કારણ કે ઇશ્વર કૃપાએ કુંવર અવતરે તો કોઇ દહાડો રાજ પાછું મેળવે. આ મનસુબો તેણે સુરપાળને કહ્યો; તે પણ વખત સમજી ગયો હતો. જયશિખરીને આવા અણીના વખતમાં એકલો મૂકીને જવાનું ગમતું નહોતું, તોપણ સારાને માટે તે રૂપસુંદરીને નિર્ભય જગાએ મૂકવા ગયો.

ગુજરાતના ઇશાન ખૂણાના સીમાડા ઉપર આરાવલ્લી અને આરાસુરના પર્વતોનાં મોટાં જંગલો છે. તેમાં ભીલ, નાયકડા કોળી વગેરે જંગલી લોકો રહે છે, તેઓ શિકાર ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે, તે જંગલોમાં આ ભીલ લોકોને આશરે સુરપાળ તેની બેન રૂપસુંદરીને મૂકી આવ્યો. ત્યાંથી પાછો પંચાસર આવતો હતો, તેને રસ્તામાં ખબર મળ્યા કે જયશિખરી મરાયો છે, અને પંચાસર ભૂવડને હાથ ગએલું છે, તેથી ફરીને બેન પાસે પણ ન જતાં

કાઠિઆવાડમાં આવેલા ગીરનાર અને ગીરના ડુંગરાઓમાં જઇને સંતાઇ રહ્યો.

સુરપાળ રૂપસુંદરીને જંગલોમાં ટળવળતી મૂકીને ગયો, તેથી તેના દુઃખનો પાર રહ્યો નહિ. એક તો બિચારી ભારેવાઈ અને કોઇ દિવસ મહેલની બહાર પગ મૂકેલો નહિ, તે આવા ઉજડ જંગલમાં કાંકરા અને કાંટાવાળી જગાએ પેલા ભીલ લોકોને આશરે દુઃખમાં દહાડા કાઢવા લાગી, ખાવાને પૂરૂં અનાજ પણ મળે નહિ. પેલા ભીલ લોકો વગડાનાં ફળ ફૂલ લાવી આપતા, તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતી. તેવામાં વૈશાખ મહિનાની પૂનમને દિવસે સવારના પહોરે રૂપસુંદરીને કુંવર અવતર્યો. તેનો જન્મ વનમાં થયો, માટે તેનું નામ **વનરાજ** પાડ્યું. જો કુંવરનો જન્મ રાજમહેલમાં થયો હોત તો તેને પોઢાડવાને સોનારૂપાનાં પારણાં હોત, પણ ઇશ્વરની શી મરજી છે તે કોઇ જાણતું નથી, તે ઘડીમાં રાજાને રંક બનાવી દે છે.

વનમાં રૂપસુંદરી પાસે ગરીબ માણસના જેવું પારણું કે ઝોળી મળે નહિ, તેથી પોતાની પાસેના ફાટાં તૂટાં જુનાં લુગડાંની ઝોળી કરી ઝાડની ડાળી સાથે બાંધીને તેમાં કુંવરને પોઢાડતી, અને પોતે બેઠી બેઠી હાલરડાં ગાતી. છ સાત મહીના પછી ત્યાં થઇને **શિલગુણસુરી** નામે જૈન ધર્મનો સાધુ જતો હતો, તે આ રૂપસુંદરી અને તેના

બાળકને જોઇને નવાઇ પામ્યો. તેણે પાસે જઇને જોયું તો તે બાઇ કોઇ રાજાની રાણી લાગી, અને પારણામાં સૂતેલો બાળક તેનો દીકરો હતો. તેથી તે સુરીને દયા આવી, કે આવા જંગલમાં આ રાણીને કુંવર રહેશે તો દુઃખી થઇને મરી જશે. તેણે પોતાની જોડે રૂપસુંદરીને અપાસરે આવવાનું કહ્યું. પરંતુ સુરીનો વિશ્વાસ પડે તેમ નહોતું; કારણ કે ભૂવડ રાજા તરફથી તેને શોધવાને છાનાં માણસો ફરતાં હતાં; જે માણસ કે સિપાઈ રાણી કે તેના કુંવરને શોધી આપે તેને ભૂવડે મોટું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું, તેથી રૂપસુંદરી ભીલ લોકોની મદદથી જુદી જુદી જગાએ સંતાઇ રહેતી હતી. એક વખત એક મોટા ઝાડના પોલા થડમાં તેને સંતાડી હતી, અને તે ઝાડ નીચે ભૂવડનું લશ્કર પડયું હતું. આવા સંકટમાંથી તેને ઇશ્વરે બચાવી હતી, તોપણ શીલગુણસુરીએ રાણી ને ભીલ લોકોને સમજાવીને, વિશ્વાસ આપીને ઝાલાવાડમાં વનોડ કે વણોદ ગામમાં પોતાનો અપાશરો હતો ત્યાં તેડી ગયો. સુરીની માયાળુ દેખરેખથી અહીં વનરાજ ઉછર્યો અને મોટો થયો.



# સુરપાળ વનરાજને બહારવટું શીખવે છે.

## વાર્તા ૧૦ મી.





જયશિખરીના મરણ પછી ગીરનારના ડુંગરમાં સંતાઇ રહેલો સુરપાળ તેની બેન રાણી રૂપસુંદરીના ખબર છાની રીતે કઢાવતો, પરંતુ રૂપસુંદરીને તો તેના ભાઈના કશા સમાચાર મળતા નહિ, તેથી તે એમજ માનતી કે રખેને સુરપાળ મરી ગયો હોય! વનરાજ તેર ચૌદ વર્ષનો થવા આવ્યો ત્યારે સુરપાળ અચાનક રૂપસુંદરીને મળવા શીલગુણસુરીને અપાસરે આવ્યો. પોતાના ભાઈનો ઓચિંતો મેળાપ થવાથી તે બહુ બહુ રાજી થઇ, પરંતુ વનરાજ તો મામાને ઓળખતોએ નહોતો. પછી સુરપાળે વનરાજને પોતાની જોડે મોકલવાને રૂપસુંદરીને કહ્યું; કારણ કે હથિઆરોનો ઉપયોગ ભૂવડ સામે બહારવટે નીકળ્યા વિના આવડે નહિ; તેમ અપાસરામાં રહેવાથી વનરાજ એટલો બધો તોફાની થઇ ગયો હતો કે દરરોજ પાંચ દશ કજીઆની ફરિઆદ રૂપસુંદરીને ચૂકવવી પડતી; તેથી સુરપાળ જોડે જંગલમાં લડાઇની વિદ્યા શીખવવાને

મોકલ્યો. મામા ભાણેજે મળીને ભૂવડના અમલદારોને હેરાન કરવા માંડયા અને બહારવટું શરૂ કર્યું.

હાલ અંગ્રેજ સરકારના ન્યાયી રાજમાં નાના ગરાસીઆને દબાવીને તેનો ગરાસ ઝુંટી શકતા નથી; તેથી બહારવટાં બંધ પડયાં છે, પણ જ્યારે અંગ્રેજ સરકારનું રાજ્ય આપણા દેશમાં નહોતું, ત્યારે મોટા રાજાઓ કાંઈ વાંક કાઢીને નાના ગરાસીઆઓની જાગીરો જપ્ત કરતા, અને દાદ આપતા નહિ. તેથી લડવૈયાની નાની ટોળી ભેગી કરીને વસ્તીને હેરાન કરતા, ગામો ઉપર ધાડો પાડીને લૂંટી લેતા, અને ડુંગર કે જંગલમાં છુપાઇ રહેતા. તેઓ ઘણે ભાગે રૈયતને દુઃખ દેતા, તેથી રાજા લશ્કર મોકલીને તેનો નાશ કરતા હતા, અથવા તેમનું મન મનાવી દેતા. વનરાજ અને સુરપાળ પ્રજાના કોઈ માણસને દુઃખ દેતા કે કોઇ ગામ ઉપર ધાડ પાડી લૂંટતા નહોતા, તેથી રૈયત તો વનરાજને રાજા થવાની વાટ જોતી હતી.

આ બહારવટાના વખતમાં ઘણી લડાઈઓમાં જુવાન વનરાજ બહાદુરીને હિમ્મત બતાવતો, તે જોઈને તેનો મામો સુરપાળ રાજી થતો હતો; પરંતુ એટલામાં તેના ઉપર એક મોટું સંકટ આવી પડયું. સુરપાળ એક દિવસ ઘોડો દોડાવતો આવતો હતો, તેવામાં ઝાડની ડાળી સાથે તેનું માથું જોરથી અફળાવાથી અચાનક મરી ગયો. આથી

વનરાજની જબરી ઓથ ગઇ, પણ તે હિંમત ન હારતાં નવા ભાઇબંધોની મદદ મેળવીને પોતાનું કામ ચાલુ રાખ્યું.

વનરાજના ભાઇબંધોમાં **અણુહિલ્લ** નામે બહાદુર ભરવાડે જંગલોમાં સંતાવાની છાની જગા બતાવીને ઘણી મદદ આપી હતી. **ચાંપો** નામે શુરવીર વાણીયો પૈસાની મદદ આપીને સાથે રહેતો હતો. તેમજ **શ્રીદેવી** નામે એક વાણીઆણી પીએરથી સાસરે જતી હતી, તેને બીજા બહારવટીઆઓએ લૂંટીને પકડી લીધી હતી તે બાઈને વનરાજે છોડાવીને બેન કહીને તેને ઘેર પહોંચતી કરી હતી, તેથી તે બાઇ વનરાજને ભાઇ ગણીને તેના ધણીને કહીને ઘણી મદદ આપતી હતી. આવી મદદો મળવાથી બહારવટું ચાલુ રાખ્યું, અને છેવટે રાજ પાછું મેળવ્યું.



## મહારાજા વનરાજ.

## વાર્તા ૧૧ મી.



ઉપર કહ્યા પ્રમાણે વનરાજે ઘણાં વરસ બહારવટું કર્યું, પણ રાજા ભૂવડનું જોર વધારે હોવાથી ગાદીએ બેસી શકાયું નહિ. અને વગડામાં રખડવું પડયું. ભૂવડના મરણ પછી રાજનો બંદોબસ્ત નબળો પડવાથી વનરાજે પાછું લશ્કર

જમાવ્યું, ને રાજ મેળવવાના કામમાં વધારે ઉત્સાહથી મંડયો. ભૂવડે ગુજરાતની ઉપજ તેની દીકરી **મીનળદેવીને** આપી હતી, તેથી તે બાઈનાં માણસો પુષ્કળ ધન, હાથી, ઘોડા વગેરે ઉપજ લઇ જતા હતા. તેના ઉપર વનરાજે હુમલો કરીને સઘળું પડાવી લીધું. આ પૈસાથી વધારે લશ્કર રાખીને તેના બાપનું ગએલું રાજ લગભગ ૪૦ વરસે પાછું મેળવ્યું. લોકોને પોતાનો જુનો રાજા મળ્યો તેથી સૌના આનંદનો પાર રહ્યો નહિ.

**વનરાજે** ગાદી સ્થાપન કરતી વેળાએ જોયું તો પંચાસર નગર તદ્દન ઉજડ થઇ ગયું હતું. તેથી રાજધાનીને માટે નવું શહેર વસાવવાની જરૂર જણાઇ. **સરસ્વતી નદીને** કાંઠે પોતાના જુના દોસ્ત **અણહિલ** ભરવાડના નામ ઉપરથી **અણહિલવાડ પાટણ** નામે શહેર વસાવીને રાજધાની કરી. વનમાં **ચાંપા** નામે વાણીઆએ મદદ કરી હતી, તેને પોતાનો પ્રધાન નીમ્યો, અને **શ્રીદેવી** પાસે ગાદીએ બેસતી વખતે તીલક કરાવીને તેને રાજી કરી. આ રીતે પોતાના ઉપર ઉપકાર કરનારને યોગ્ય બદલો આપીને ગાદીએ બેઠો. ઘરડાં રાજમાતા **રૂપસુંદરી** અને ગુરૂ **શીલગુણસુરી** ઇશ્વર કૃપાથી હજી સુધી જીવતાં હતાં, તેમને નવા શહેરમાં માન સહિત તેડાવ્યાં. ગુરૂ **શીલગુણસુરીને** માટે અપાસરો

બંધાવી આપ્યો. અને પંચાસરથી તેના પારસનાથની મૂર્ત્તિ લાવીને સ્થાપના કરી દીધી.

જયશિખરીની પટરાણી રૂપસુંદરી ઘણાં વરસ દુઃખ ભોગવીને પાછાં રાજમાતા થયાં. તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ. ચાંપાએ પ્રધાન થયા પછી પાવાગઢ પર્વતની તળેટીમાં ચાંપાનેર નામે શહેર વસાવ્યું. આ શહેર ઘણાં વરસ આબાદ રહ્યું હતું. હાલમાં તેનું ખંડેર પંચમહાલ જીલ્લામાં છે. આ પ્રમાણે ઘણી મહેનત કરીને પ્રતાપી રાજા વનરાજે પોતાના બાપનું રાજ પાછું મેળવીને પ્રજાને ઘણું સુખ આપ્યું, અને ૬૦ વર્ષ રાજ કરી ૧૧૦ વર્ષની ઉમરે દેહ મૂકયો.



# ચોગરાજ અને તેનો ન્યાય.

## વાર્તા ૧૨ મા.



વનરાજ પછી તેનો કુંવર ચોગરાજ ગાદીએ બેઠો, તેના બાપ વનરાજે જે રાજ જીત્યું હતું, તેનો બંદોબસ્ત કરીને સુધારા કર્યા, લોકોને સુખી કર્યા તેથી રાજની ઉપજ ઘણી વધી હતી, તે ન્યાય કરવામાં કોઇનો પક્ષ કરતો નહિ. પોતાના કુંવરને પણ સજા કરતો, તે નીચેની વાત ઉપરથી જણાશે.

એકવાર સોમનાથ પાટણને બંદરે કોઇ પરદેશી વેપારીઓ માલનાં વહાણો ભરીને લાવ્યા હતા, તેની અંદર હાથી, ઘોડા, ઝવેરાત વગેરે લાખો રૂપિઆનો માલ ભરેલો હતો. પાટવી કુંવર **ક્ષેમરાજ**ને તે વહાણો લૂંટવાનો વિચાર થયો. ચોગરાજ તરફથી લૂંટ કરવાની સખત મનાઇ હતી, છતાં ક્ષેમરાજ અને તેના સોબતીઓએ હલ્લો કરીને વહાણો લૂંટી લીધાં. આ ફરીઆદ રાજા પાસે ગઈ, ત્યારે તેણે વેપારીનો બધો માલ પાછો અપાવ્યો, ને ક્ષેમરાજને સખત ઠપકો આપ્યો, ને કહ્યું કે 'આપણા બાપદાદા એ ધંધો કરતા તેથી આપણને હજી બીજા રાજાઓ ચોરા-ચાવડા

કહે છે, તે કલંક હું ધોઈ નાંખવા મહેનત કરૂં છું, પણ તમે તો આવા કામોથી પાછું તાજું કરો છો.' આ ઉપરથી જણાય છે કે તે નવી આબરૂને ચાહતો હતો, તેથી રાજનો બંદોબસ્ત સારો રાખતો હતો. વળી તે ભણેલો અને બુદ્ધિમાન હતો.

યોગરાજ પછી તેનો કુંવર **ક્ષેમરાજ** ગાદીએ બેઠો. તે ચીડીઆ સ્વભાવનો હતો, તેથી તેને કોઇ જોડે બનતું નહોતું. ક્ષેમરાજ પછી **ભુવડ, વૈરીસિંહ, રત્નાદિત્ય** રાજાઓ થયા. તેમાં રત્નાદિત્ય સારો ને બહાદુર રાજા હતો. તેણે લુચ્ચા, ચોર, ઠગારા વગેરે હરામખોરોને પકડીને કાઢી મૂકયા, અને રૈયતને સુખ આપ્યું.

રત્નાદિત્ય પછી તેનો દીકરો સામતસિંહ ગાદીએ બેઠો. તેનું બીજું નામ **ઘાઘડ** હતું. તે નબળો ને દુર્ગુણી હતો. સારા નરસાનો કે મિત્ર શત્રુનો ભેદ જાણતો નહોતો. વળી તેને દારૂનું બૂરૂં વ્યસન લાગેલું હતું. આખો દહાડો દારૂના કેફમાં રહેતો હતો. દારૂ પીનાર માણસને પોતાના શરીરનું ભાન રહેતું નથી, તેમ કોઇ જાતનું કામ કરી શકતો નથી છેવટે તેના શરીરનો અને કુટુંબનો નાશ થાય છે, તે આપણે જાદવાસ્થળીની વાર્તામાં વાંચી ગયા છીએ

સામતસિંહને કુંવર નહોતો, પણ મૂળરાજ નામે ભાણેજ હતો. એક દહાડો રાજાએ કેફમાં મૂળરાજને ગાદીએ બેસાડી દીધો. નિસો ઉતરી ગયા પછી રાજ છોડી દેવાને કહ્યું, પણ મૂળરાજે માન્યું નહિ. અને તેના મામા ઉપર હલ્લો કરીને પકડીને મરાવી નાંખ્યો. આ રીતે ચાવડાવંશની આખર આવી. બહાદુર રાજા રાજ મેળવે, અને નબળો હોય તે રાજ ખુએ, એ વનરાજ અને સામતસિંહના દાખલાથી આપણે જોયું.



## સોલંકી વંશ.

## વાર્તા ૧૩ મી.



પંચાસરના રાજા જયશિખરી ચાવડાને મારીને ગુજરાતનું રાજ્ય લેનાર કલ્યાણીના રાજા ભૂવડ સોલંકીની સાતમીએ પેઢીએ ભુવનાદિત્ય નામે રાજા થયો. તેને રાજ, બીજ અને દંડક નામે ત્રણ કુંવરો હતા. તેઓ સોમનાથની જાત્રા કરીને ફરતા ફરતા અણહિલવાડમાં સામંતસિંહના દરબારમાં મેમાન થયા. એ

ત્રણે ભાઇઓમાં રાજ રૂપાળો, બુદ્ધિમાન અને ઘોડાની વિદ્યા સારી જાણતો હતો. તેણે એક દહાડો રાજાને ઘોડા ખેલવીને ખુશી કર્યો, તેથી સામંતસિંહે તેની બેન **લીલાદેવી** પરણાવીને તેને દરબારમાં રાખ્યો.

કેટલાક દિવસ પછી લીલાદેવી ભારેવાઇ થઇ, પણ સુવાવડમાં બાળકનો જન્મ થતાં પહેલાં એકાએક મરણ પામી; તેથી તેનું પેટ ચીરીને બાળક કહાડવામાં આવ્યું, તો જીવતો દીકરો નીકળ્યો. તેના જન્મ વખતે મૂળ નક્ષત્ર હોવાથી તેનું નામ મૂળરાજ પાડયું. તે મામાના દરબારમાં ઉછરીને મોટો થયો, પણ સ્વભાવે લોભી ને ઘાતકી હતો. તેથી આગળનો ઉપકાર યાદ ન આવતાં મામાને મારીને પોતે અણહિલવાડની ગાદીએ બેઠો.



# મૂળરાજ સોલંકી.

## વાર્તા ૧૪ મી.



ઉપર પ્રમાણે મામા અને મોસાળીઆની હત્યા કરીને ચાવડા રાજાની ગાદીએ **મુળરાજ સોલંકી** બેઠો. પણ તે વગર હકે બેઠેલો હોવાથી, તેને આસપાસના રાજાઓએ સુખેથી રાજ કરવા દીધું નહિ ગાદીએ બેઠો કે તરતજ ઉત્તરમાંથી અજમેરનો રાજા ચડી આવ્યો; પોતે તરતમાં ગાદીએ બેઠેલો હોવાથી અને લડવાની તૈયારી ન હોવાથી કચ્છમાં આવેલા કંથકોટના કિલ્લામાં ભરાઇ ગયો. ત્યાંથી શત્રુના લશ્કરને હેરાન કરવા લાગ્યો. તેની ધારણા એવી હતી કે ચોમાસું માથે આવવાથી તે કાયર થઇને નાસી જશે, પણ તેમાં તે ફાવ્યો નહિ. ચોમાસું વીત્યા પછી અજમેરના રાજાએ લડાઈની શરૂઆત કરવા માંડી. એટલામાં દક્ષિણમાંથી તૈલંગણ દેશનો સેનાપતિ **બાર્પ** ચડી આવ્યો. આ બન્ને શત્રુને એકી વખતે હરાવવા મુશ્કેલ પડશે, તેથી પહેલા શત્રુને ધન આપી પાછો કહાડયો, પછી **બાર્પ**ને લડાઇમાં હરાવીને મારી નાંખ્યો. આમ તેણે યુક્તિથી પોતાનો બચાવ કર્યો, તેથી તે બુદ્ધિમાન હતો એમ જણાય છે.

આ રીતે મૂળરાજ બહારના શત્રુના ભયથી છુટો થયો છતાં દેશની અંદરના કેટલાક ખંડીઆ રાજાઓ તેનો હુકમ માનતા નહિ, તેમાં સોરઠમાં ગીરનારની પાડોશમાં વંથળીમાં **ગ્રહરિપુ** કે **શકવાટ** નામે રાજા રાજ કરતો હતો. તે સોમનાથની જાત્રાએ જનારાઓને લૂંટી લેતો હતો. રાજાનું કામ પ્રજાને લૂંટવાનું નથી, પણ રક્ષણ કરવાનું છે. આ ફરિઆદ મુળરાજ પાસે ગઈ, તેથી તે મોટું લશ્કર લઈને સોરઠ ઉપર ચડયો.

ગ્રહપુરિના પક્ષમાં કચ્છનો રાજા **લાખો** તથા બીજા રાજાઓ હતા, તેથી તેની પાસે જબરૂં લશ્કર થયું હતું. ભાદર નદીને કાંઠે **આટકોટ** ગામની નજીક લડાઇ થઈ, તેમાં ગ્રહરિપુ અને લાખો મરાયા. અને મુળરાજની જીત થઇ, ત્યાંથી તે સોમનાથનાં દર્શન કરીને પાટણ ગયો. આટલા બધા દુશ્મનો સામે હિંમત ન હારતાં લડયો તે ઉપરથી પરાક્રમી હતો એમ કહેવાય.

આ જીતથી તેના ખંડીઆ રાજાઓએ ભેટો અને નજરાણાં મોકલ્યાં. તેમાં ***લાટ** દેશના રાજાએ કાણો હાથી મોકલ્યો. તે ખોડવાળો હોવાથી તેનું અપમાન થયું એમ

---

* મહી અને નર્મદા નદીઓની વચ્ચેના મુલકને લાટ દેશ કહેતા હતા.

ગણીને તેને સજા કરવાનું નક્કી કર્યું. પોતાના પાટવી કુંવર ચામુંડને લશ્કર લઇને મોકલ્યો. તેણે તે રાજાને હરાવ્યો. આ લડાઇમાં **ચામુંડે** ઘણું પરાક્રમ દેખાડયું, તેથી મૂળરાજ બહુ ખુશી થયો.

આ બધી જીતોથી મુળરાજનું રાજ્ય ઘણું ફેલાયું હતું. ઉત્તરે આબુ પર્વતથી દક્ષિણે નર્મદા નદીની પેલી પાર સુધી; આથમણી તરફ કચ્છ, સોરઠ વગેરે દેશો તેના તાબામાં હતા. પોતાના છેવટના વખતમાં કેટલાંક મહાદેવનાં દહેરાં બંધાવ્યાં હતાં, શ્રીસ્થળ (સિદ્ધપુર) માં **રૂદ્રમાળનું** મોટું દહેરૂં ચણાવવા માંડયું, પરંતુ તેની હયાતીમાં પૂરૂં થયું નહિ.

માણસને જેમ જેમ મોત નજીક આવતું જાય છે, તેમ તેમ પોતે કરેલાં પાપોનો પસ્તાવો થાય છે, તેમાંથી છુટવાને માટે શક્તિ મુજબ દાન કરે છે, અને પરમેશ્વરની માફી માગે છે. તે પ્રમાણે મુળરાજે જુવાનીમાં પોતાના મામા મોસાળીઆની હત્યા કરી હતી, તેનો પસ્તાવો તેને ઘડપણમાં થવા લાગ્યો. આ પાપમાંથી છુટવાને માટે ઘણી જાત્રાઓ કરી, શંકરનાં ઘણાં દહેરાં બંધાવ્યાં, અને બ્રાહ્મ-ણોને ઘણાં ગામો દાનમાં આપ્યાં, તોપણ વધારે વિદ્વાન બ્રાહ્મણોનો ખપ પડવાથી ઉત્તરે ગંગા નદીને કાંઠેથી તેડાવીને પોતાના દેશમાં વસાવ્યા. તેને ખંભાત, શિહોર,

વગેરે ૧૦૧ ગામો આપ્યાં. આ બ્રાહ્મણો ઔદિચ્ય (ઉત્તરના) કહેવાય છે, અને મૂળરાજે આપેલાં ગામોનો ગરાસ આજ સુધી ખાય છે.



## ચામુંડે રાજ છોડી દીધું.

### વાર્તા ૧૫ મી.





મૂળરાજ પછી તેનો પાટવી કુંવર ચામુંડ ગાદીએ બેઠો. તે ગુજરાતના રાજ્યને સર્વ પ્રકારે લાયક હતો, તેણે પોતાનું રાજ્ય સારી રીતે ચલાવ્યું, અને તેના બાપ મૂળરાજે આપેલાં ગામોનાં દાનોનું રક્ષણ કર્યું.

ચામુંડ રાજાને ત્રણ કુંવરો હતા, વલ્લભસેન, દુર્લભસેન અને નાગરાજ. તેઓ શૂરવીર ને વિવેકી હતા. ચામુંડે લગભગ તેર વર્ષ સુધી સારી રીતે રાજ્ય કર્યું, પછી તેના મનમાં એકદમ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી સાધુ થઈને કાશીએ ગયો, અને રાજપાટ પોતાના વડા કુંવર વલ્લભસેનને સોંપ્યું.

વલ્લભસેને રાજ્ય સારી રીતે ચલાવ્યું; તે દયાળુ અને સાચું બોલનાર હતો, પરંતુ ગાદીએ બેઠાને છ માસ થયા, એટલામાં શીળી નીકળવાથી તે મરણ પામ્યો તેથી ચામુંડ કાશીએથી આવ્યો, ને બીજા કુંવર દુર્લભસેનને ગાદીએ બેસાડયો. પછી પોતે નર્મદા કાંઠે શુકલતીર્થમાં જઈ રહ્યો, ને પોતાના મુએલા દીકરાનો શોક કરતો મરણ પામ્યો. આ વખતે *ગોશીતળા કઢાવવાનો રિવાજ નહોતો. જો હોત તો વખતે વલ્લભસેન શીતળાથી મરી ન જાત.

દુર્લભસેને રાજ્ય સારી રીતે ચલાવ્યું, પણ આસપાસના રાજ્યોમાં પરદેશી મુસલમાનો ચડી આવતા હતા, તેની અગમચેતી ન રાખી અને દહેરાં બંધાવવામાં જીવ ઘાલ્યો, તેનાં કડવાં ફળ તેની પછીના રાજાને ભોગવવાં પડયાં. તે ૧૨ વર્ષ રાજ કરીને મરી ગયો. તેને એકે કુંવર ન હોવાથી તેના ભાઈ નાગરાજનો કુંવર **ભીમદેવ** ગાદીએ બેઠો.

ભીમદેવ તેના દાદા મૂળરાજ જેવો બળવાન અને પરાક્રમી હતો; તે ચોર પકડવામાં અને ગુનેગારોને સજા

---

× હાલમાં અંગ્રેજ સરકારના રાજ્યમાં ગોશીતળા કાઢવામાં આવે છે, તેથી ઘણાં માણસોના જીવ બચે છે. તે તથા તેના શોધક ડૉ. જેનરનું વૃત્તાંત શિક્ષકે કહેવું.

કરવામાં સારો હતો. ચોરોને એવી યુક્તિથી પકડતો ને સજા કરતો હતો કે તેના રાજમાં ચોરી કે લૂંટ બીલકુલ થતીજ નહિ. તેણે સિંધ દેશના રાજા ઉપર ચડાઇ કરીને તેને કેદ પકડયો, અને કેદીના રાજાને હરાવીને ખંડણી આપવી કબુલ કરાવી આવો તે લડાઈમાં બહાદુર હતો.



## સોમનાથનો નાશ.

## વાર્તા ૧૬ મી.







મદેવને ગાદીએ આવ્યાને માત્ર બે વર્ષ થયાં એટલામાં તેના ઉપર મોટી આફત આવી પડી. આ વખતે હિંદુસ્તાનના વાવવ્ય ખૂણામાં આવેલા અફઘાનીસ્તાન દેશમાં **મહમૂદ ગીઝનવી** નામે મોટો મુસલમાન સુલતાન રાજ્ય કરતો હતો. તેની મરજી જીવતાં સુધી મુસલમાન ધર્મ ફેલાવવાની હતી, તેથી તેણે આપણા દેશ ઉપર સત્તર સવારીઓ કરીને ઘણો જુલમ કર્યો.

સૌરાષ્ટ્ર ( કાઠીયાવાડ ) ના દક્ષિણ કિનારા ઉપર હાલ વેરાવળ નામે બંદર છે તેની પાસે એક મજબુત ખડક

ઉપર સોમનાથ મહાદેવનું મોટું અને પ્રખ્યાત દહેરૂં હતું. તેના અંધારા *ગભારામાં મહાદેવની મૂર્ત્તિ હતી. ત્યાં સોનાનાં રત્નજડિત કોડીઆમાં અખંડ દીવા† બળ્યા કરતા. એ દહેરામાં હીરા માણેક જડેલા ૫૬ થાંભલા હતા. દરવાજાનાં કમાડ સુખડના લાકડાંનાં બનાવેલાં હતાં. દેવળમાં વગાડવાના ઘંટો સોનાની સાંકળીએ લટકાવેલા હતા. એક હજાર બ્રાહ્મણો હમેશાં મહાદેવની પુજા કરતા, ત્રણસો પચાસ ગવૈયા ગાયન કરતા. જાત્રાળુઓ એટલા બધા આવતા કે તેની હજામત કરવાને ૩૦૦ હજામો હતા. આસપાસના રાજાઓએ બે હજાર ગામો મહાદેવના ખર્ચ માટે આપેલાં હતાં. હાલ ગુજરાતમાં ગાયકવાડ સરકારનું જેવડું રાજ્યછે, તેના જેટલી પેદાશ સોમનાથ મહાદેવને હતી. તેથી મહાદેવના ભંડારમાં લાખો અને કરોડો સોનામહોરો હતી એમ કહેવાતું હતું.

સોમનાથનો આ ભભકો અને વખાણ સાંભળીને મહમૂદે મૂર્ત્તિ તોડવાનું પણ‡ લીધું. ઇ. સ. ૧૦૨૪ માં ત્રીશ હજાર ઉંટોનું મોટું લશ્કર લઈને તે અણહિલવાડ પાટણ આવ્યો. અહીં ભીમદેવ તરતમાં ગાદીએ બેઠેલો હતો, તેથી તેના પાસે મોટું લશ્કર ન હોવાથી ઓચિંતા આવેલા

* મૂર્ત્તિનો ખંડ. † રાત દિવસ હોલવાય નહિ તે. ‡ સોગન, સમ.

આ સુલતાનની સામા ન થતાં નાસી ગયો, મહમૂદ ત્યાં ન રોકાતાં તુરતજ સોમનાથ પાટણ આવ્યો. ભીમદેવ સોમનાથ મહાદેવનું રક્ષણ કરવાને આસપાસના ઘણા રાજા રાણાઓને એકઠા કરી મોટું લશ્કર લઇને આવ્યો; ભયંકર લડાઇઓ થઇ, હિંદુ રાજાઓ મરણીઆ થઇ લડયા, અને બંને તરફનાં સેંકડો માણસો કપાઇ ગયાં, તોપણ તેઓ મહમૂદને કાઢી શકયા નહિ તેથી હોડીઓમાં બેસી કચ્છના કંથકોટ તરફ નાસી ગયા. તે પછી મહમૂદ દહેરામાં ગયો. તો મહાદેવની પાંચ હાથ ઉંચી અને ત્રણ હાથ પહોળી મૂર્ત્તિ તેના જોવામાં આવી. બ્રાહ્મણોએ મૂર્ત્તિ નહિ ભાંગવા માટે ઘણા કાલાવાલા કર્યાં, અને મોંએ માંગ્યું દ્રવ્ય પણ આપવા માંડયું પણ તેણે ન માનતાં મૂર્ત્તિ ભાંગવાનો હુકમ કર્યો, તેના કકડા પોતાની સાથે લઇ ગયો. પછી દહેરૂં લૂંટી પુષ્કળ હીરા, માણેક, સોનું તથા બારણાં ઉપરનાં સુખડનાં કમાડો એ સઘળું લઇ ગયો. જે લોકો પકડાયા હતા, તેને વટલાવી મુસલમાન કર્યાં. આ પ્રમાણે દહેરાને તોડી પુષ્કળ દ્રવ્ય લઇ પોતાને દેશ જવાને ઉપડયો.

ભીમદેવ લડાઇમાંથી નાસી કંથકોટના કિલ્લામાં ભરાયો હતો મહમૂદને તેની ખબર પડવાથી તેના ઉપર હલ્લો કર્યો પણ રસ્તામાં ભૂલો પડવાથી તેનાં ઘણાં માણસો ભૂખ અને તરસથી મરણ પામ્યાં, મહમૂદના ગયા પછી ભીમદેવે

પોતાનું રાજ્ય પાછું લીધું, ત્યાર પછી તેણે સોમનાથનું દહેરૂં સમરાવ્યું. તે વળી બીજા મુસલમાન પાદશાહોએ તોડયું, તેનું ખંડેર હાલ તે જગાએ છે.



## ભીમદેવ અને ભોજ વચ્ચે વેર.

### વાર્તા ૧૭ મી.





મદેવના વખતમાં માળવાની ગાદીએ ભોજ રાજા રાજ્ય કરતો હતો. તેના દરબારમાં ઘણા વિદ્વાનો રહેતા હતા. તે વિદ્યાને ઘણું ઉત્તેજન આપતો હતો. આ ભોજને ભીમદેવ સાથે અણબનાવ થયો હતો; કારણ કે જ્યારે ભીમે સિંધના રાજા ઉપર ચડાઇ કરી હતી, ત્યારે ભોજનો સેનાપતિ કૂલ્લચંદ અણહિલવાડ બાળીને ઘણું નુકશાન કરી ગયો હતો. આ વેર વાળવાને ભીમે કાશીના રાજા કરણ જોડે મળીને ભોજ સામે લડાઇ જોડી. લડાઇ ચાલતી હતી તેવામાં ભોજ રાજા મરી ગયો, તેથી કરણે ભોજની રાજધાની ધારાનગરીનો ભંડાર લૂંટયો, અને ભીમદેવે માળવાનો કેટલોક ભાગ કબજે કર્યો.

**સોમનાથના** દહેરાનું ખોદાન મેદાન કરનાર **મહમૂદે** હિંદુસ્તાનના જે ભાગો લીધા હતા, તે તેના મુઆ પછી પાછા લેવાને અજમેરના રાજા **વિશળદેવની** સરદારી નીચે ઘણા રજપુત રાજાઓ ભેળા થયા, પણ તેમાં ભીમદેવ ભળ્યો નહિ, તેથી તેને સજા કરવાને વિશળદેવે ગુજરાત ઉપર ચડાઇ કરી, ભીમદેવ સામો લડવા ગયો. પણ હાર્યો. તેથી તે હારના બદલામાં જે જગાએ લડાઈ થઇ ત્યાં **વિશળનગર** નામે શહેર વસાવવાનું અને લડાઇનો ખર્ચ આપવો એવી શરતે વિશળદેવ પાછો ગયો.

**વિમળશા** નામે એક શ્રાવક વાણીયો ભીમદેવનો સરદાર હતો, તેણે આબુના રાજા પાસેથી એક શિખર જીતીને ત્યાં કુંભારીઆમાં આરસપહાણનાં સુંદર દહેરાં બંધાવ્યાં, તે હજી સુધી છે, તેને દેલવાડાનાં દહેરાં કહે છે.

**ભીમદેવને ક્ષેમરાજ, કરણ** અને **મૂળરાજ** એ ત્રણ કુંવરો હતા; નાનો કુંવર મૂળરાજ ભીમદેવની હયાતીમાં મરી ગયો હતો, તેથી ઘડપણમાં તેનું મન સંસાર ઉપરથી ઉઠી ગયું હતું, માટે કોઈ તીર્થમાં રહેવાનો વિચાર કર્યો તેથી ક્ષેમરાજને રાજ્ય આપવા માંડયું. પણ તેનો વિચાર પિતાની સેવા કરવાનો અને તીર્થોમાં સાથે જવાનો હતો, તેથી બીજા કુંવર કરણને ગાદીએ બેસાડયો



# કરણ રાજા અને મીનળદેવીનો કારભાર.

## વાર્તા ૧૮ મી.





કરણ રાજા ગાદીએ બેઠો તે વખતે કોળી, ભીલ વગેરે લોકોનું જોર બહુ હતું. તેઓ પાટણના રાજાઓથી ડરતા નહિ, કારણ કે તેમની પાસે તેની જાતનાં મોટાં ટોળાં હતાં. તેમાં ધુંધુકાનો **ધનમેર** કોળી, આશાવળનો **આશો** ભીલ અને મેવાસી લોકો એ જબરા લૂંટારા હતા. કરણ રાજાએ ધનમેર કોળી અને આશા ભીલ ઉપર ચડાઇ કરી તેમને ઠાર માર્યા અને મેવાસી લોકોને હરાવી નરમ પાડયા; તેથી લૂંટનું નામ નીકળી ગયું. પછી આશાવળની પાસે પોતાના નામ ઉપરથી **કરણાવતી** નામે નગરી વસાવી, અને ત્યાં **રણમુકતેશ્વર** મહાદેવનું દહેરૂં બંધાવ્યું. તેની થડમાં અમદાવાદ શહેર વસ્યું એમ કહેવાય છે. પાટણની દક્ષિણે આઠ ગાઉ ઉપર મોઢેરા ગામ પાસે **કરણસાગર** નામે તળાવ બંધાવ્યું છે. આ સિવાય તેણે મહાદેવનાં કેટલાંક દહેરાં ચણાવ્યાં છે. તે દક્ષિણમાં કર્ણાટકના રાજાની કુંવરી **મીનળદેવી** જોડે પરણ્યો હતો. તે રાણીએ ઇ. સ. ૧૦૯૧માં પાલણપુરમાં **સિદ્ધરાજ જયસિંહ** નામે કુંવરને જન્મ આપ્યો. કુંવર

ત્રણેક વર્ષનો થયો, ત્યારે એક દહાડો તે કરણ રાજાની ગેરહાજરીમાં રાજગાદી ઉપર ચઢી બેઠો. તેજ દિવસે સારૂં મૂહુર્ત હોવાથી રાજાએ તેનો રાજ્યાભિષેક કરાવ્યો. પછી થોડે દહાડે કરણરાજા મરી ગયો.

કરણ રાજા ગુજરી ગયા પછી તેના ઓરમાન ભાઇ ક્ષેમરાજના દીકરાઓએ ગાદીને માટે વાંધો ઉઠાવ્યો, પણ તેમનું ન ચાલવાથી સિદ્ધરાજ ગાદીએ બેઠો. આ વખતે તેની ઉંમર નાની હોવાથી રાજનો સઘળો કારભાર તેની મા મીનળદેવી કરતી હતી. તેણે પોતાના કારભારના વખતમાં વીરમગામ પાસે મુનસર અને ધોળકા પાસે મલાવ એમ બે તળાવો બંધાવ્યાં, તે હજી સુધી કાયમ છે. એક વખત રાજમાતા આ જુવાન રાજા સિદ્ધરાજને લઈ સોમનાથની જાત્રા જવા નીકળ્યાં. રસ્તામાં ભાલોદ (ભોળાદ) ગામ પાસે સોમનાથ જતા જાત્રાળુઓ પાસેથી કર લેવાતો હતો. તેની ઉપજ દર વરસે લાખો રૂપિઆની થતી હતી, પણ તે કર ઉઘરાવતાં જાત્રાળુઓ ઘણા હેરાન થતા હતા, તેથી રાણી માતાએ એ કર સિદ્ધરાજ પાસે માફ કરાવ્યો.

રાજમાતાનો ન્યાયઃ- જયારે મીનળદેવી ધોળકામાં તળાવ બંધાવતી હતી, ત્યારે તળાવના કાંઠા ઉપર એક નાયકાનું ઘર આવતું હતું. જો આ ઘર ખોદવામાં ન આવે તો તળાવનો ઘાટ વાંકો આવતો હતો, તેથી પેલી નાયકા પાસે

રાણીએ ઘર વેચાતું માગ્યું, પણ તેણે આપવા ના પાડી. તે નાયકાને બહુ સમજાવી કે આવા ધર્મના કામમાં આડાઇ શામાટે કરે છે, છતાં તેણે આપ્યું નહિ. રાજમાતાએ તેનું ઘર જોર જુલમથી લઇ ન લેતાં તળાવનો ઘાટ વાંકો બંધાવ્યો તેથી ધોળકાની આસપાસના ભાગમાં ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ. ! એવી આજ પણ કહેવત ચાલે છે.



## સિધ્ધરાજ અને રા ખેંગાર શામાટે લડયા ?

### વાર્તા ૧૯ મી.



સિદ્ધરાજ પુખ્ત ઉંમરનો થયો ત્યારે તેણે રાજકારભાર પોતાના હાથમાં લઇને આસપાસના રાજાઓ સાથે લડાઇઓ શરૂ કરી. કાઠિઆવાડની દક્ષિણે બાબ-રીઆવાડ નામે પરગણું છે, ત્યાંનો બર્બર કે બાબરો નામે હલકી જાતનો લુંટારો સિદ્ધપુરના બ્રાહ્મણોને બહુ દુઃખ દેતો હતો માટે તેને હરાવી કેદ પકડયો. તેથી બ્રાહ્મણોની પીડા મટી ગઇ.

જુનાગઢની પાસે ત્રણ ગાઉ **મજેવડી** નામે ગામ છે, ત્યાં એ વખતમાં એક કુંભારને ઘેર **રાણકદેવી**

નામે રૂપાળી કન્યા હતી, તે સિદ્ધરાજના બારોટના જોવામાં આવી, તેણે તે કન્યાનું રૂપ જોઇને તેની તપાસ કરી તો કોઇ એક રાજાની કુંવરી છે એમ તે બારોટના જાણવામાં આવ્યું. તે કુંવરીના બાપે વહેમને લીધે તેને વગડામાં મૂકી દીધી હતી, ત્યાંથી આ કુંભારના હાથમાં આવી હતી, તેણે ઉછેરીને મોટી કરી હતી આ પ્રમાણે તે રાજકુંવરી હોવાથી તેનું સગપણ ( વિવાહ ) સિદ્ધરાજ સાથે કર્યું.

આ વખતે જુનાગઢમાં મૂળરાજ સાથે લડનાર ગ્રહરિપુના વંશનો **રા ખેંગાર** રાજ્ય કરતો હતો. તેણે રાણકદેવીનું સગપણ સિદ્ધરાજ જોડે થયાની ખબર સાંભળી. પોતાના રાજ્યમાંથી આવી રૂપાળી રાજકન્યા બીજો રાજા પરણી જાય એ રા ખેંગાર ખમી શકયો નહિ. તેથી તે આડેથી પરણી ગયો.

સિદ્ધરાજ જેવો બહાદુર અને જુવાન રાજા આ અપમાન ખમી શકયો નહિ, તેથી તેણે જુનાગઢ ઉપર ચડાઇ કરી. રસ્તામાં જુનાગઢ સુધીનાં કેટલાંક ગામોને કોટ બંધાવ્યા, ને કેટલાક ગામમાં વાવ, કુવા તળાવ વગેરે ખોદાવ્યાં.

સિદ્ધરાજને ચડી આવતો સાંભળીને રા ખેંગાર ગીરનાર ઉપરના કિલ્લાની અંદર ભરાઇ ગયો. સિદ્ધરાજે તેને ઘેરો ઘાલ્યો, પણ કિલ્લો ડુંગર ઉપર હોવાથી ઝટ દઇને જીતી શકાય તેમ નહોતું, તેથી એ ઘેરો બાર વર્ષ ચાલ્યો. છેવટે દેશળ અને વિશળ નામે રા ખેંગારના ભાણેજો ફૂટીને

સિદ્ધરાજને મળ્યા, ને તેને કિલ્લામાં દાખલ કર્યો, તેની સામે રા ખેંગાર બહાદુરીથી લડયો, પણ હાર્યો ને માર્યો ગયો. પછી સિદ્ધરાજે રાણકદેવીને તેના બે કુંવરો સાથે પકડી; તેને પોતાની જોડે ફરીવાર પરણવાનું કહ્યું, પણ દેવીએ ના કહી, તેથી ક્રોધમાં તેના બે કુંવરોને રાણકના દેખતાં કાપી નાંખ્યા. તે વિના બીજો પણ ઘણો જુલમ ગુજાર્યો, તોપણ દેવી ડગી નહિ. પછી સિદ્ધરાજ તેને પાટણ લઇ જતો હતો, દરમ્યાન વઢવાણ આગળ ભોગાવો નદીને કાંઠે સતી થઇ બળી મૂઇ હાલ તે ઠેકાણે તેનું દહેરૂં જોવામાં આવે છે.



---

કાઠિઆવાડમાં રાણકદેવીના ઘણા દુહા બોલાય છે. તેમાંના કેટલાક નીચે આપ્યા છે

૧ સિદ્ધરાજ કુંવરને મારે છે, તે વખતે રાણકદેવી બોલે છે.

માણેરા મ રોય, મ કર રાતી આંખડી;
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ.

૨ ગીરનારથી નીચે ઉતરતી વખતે

ફટ ધ્રોજારા ગીરનાર, વળામણ વેરીને કીયો;
મરતાં રા ખેંગાર, ખરેડી ખાંગો નવ થયો.
મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે;
ગયા ચડાવણ હાર, જીવતાં જાતર આવશે.



સિદ્ધરાજ રાણકદેવીના પુત્રોને કાપે છે.

# સિદ્ધરાજ અને યશોવર્મા.

## વાર્તા ૨૦ મી.



જ્યારે સિદ્ધરાજ અને તેની મા મીનળદેવી સોમનાથની જાત્રાએ ગયાં હતાં, ત્યારે માળવાનો રાજા યશોવર્મા અણહિલવાડ ઉપર ચડી આવ્યો હતો, તે વખતે ત્યાં કામ કરનારા પ્રધાનો પાસે પૂરતું લશ્કર નહિ હોવાથી યશોવર્મા સામે લડાઇ ન કરતાં તેને પૈસા આપી પાછો કાઢયો. આ વાત સિદ્ધરાજ જેવા બહાદુર રાજાને ગમી નહિ. તેથી તેણે માળવા ઉપર ચડાઇ કરવાની તૈયારી કરવા માંડી.

આ લડાઇ ચાલતી હતી, તે વખતે પાટણમાં સહસ્રલિંગ નામે મોટું તળાવ ખોદાવવા માંડયું, તેના કાંઠા ઉપર શંકરની હજાર દેરીઓ હતી એ તળાવ હાલ તૂટેલી હાલતમાં પાટણની નજીકમાં છે. શ્રીપાળ નામે કવિએ તેના વિષે મોટું કાવ્ય કર્યું છે.

સિદ્ધરાજે માળવા ઉપર ચડાઇ કરીને તેની રાજધાની ધારાનગરીને ઘેરો ઘાલ્યો આસપાસનો મુલક જીતીને તાબે કર્યો, પરંતુ રાજધાની જીતી શકાઇ નહિ. એમ કરતાં બાર

વરસ વીતી ગયાં. તેથી સિદ્ધરાજે સોગન ખાધા કે ‘ જયાં સુધી ધારાનગરી જીતાશે નહિ, અને યશોવર્મા કેદ પકડાશે નહિ, ત્યાં સુધી મારી તરવાર ઉઘાડી રહેશે. અને તેનું મ્યાન યશોવર્માની ચામડી ઉતરાવીને શીવડાવીશ. ’ છેવટે ધારાનગરી જીતાઇ, અને યશોવર્મા પકડાયો, તેથી તેની જીવતાં ચામડી ઉતરાવવાનો હુકમ કર્યો. પણ તેના પ્રધાનોએ કહ્યું કે ‘ રાજા અવધ્ય છે એટલે તેને મારવાની શાસ્ત્રમાં મના છે. ’ એવું સમજાવીને તે હુકમ બંધ કરાવ્યો પછી યશોવર્માને કેદ કરી અણહિલવાડ આણ્યો. ત્યાં તેની સાથે માન અને વિવેકથી વર્તીને પોતાની લાયકી જણાવી.

પછી બુંદેલખંડના રાજા મદનવર્મા ઉપર ચડાઇ કરીને તેની પાસેથી પુષ્કળ નજરાણો લઇ પાછો આવ્યો. તેમ સિંધના રાજાને હરાવીને ત્યાં પોતાની આણ મનાવી. એવી રીતે તે ગાદીએ આવ્યા પછી ઘણા દેશો જીતીને પોતાના રાજ્યની હદ ચારે દિશા તરફ વધારીને કીર્ત્તિમાન મહારાજા થયો હતો. ઉત્તરે આબુ પર્વતની પેલી મેર અચલેશ્વર અને અને ચંદ્રાવતી નગરી, પશ્ચિમે સોરઠ અને કચ્છ, પૂર્વે માળવા અને દક્ષિણે કોલ્હાપુરના રાજ્ય સુધી તેના રાજ્યની હદ ગણાતી હતી

સિદ્ધરાજ તેના બાપદાદાની પેઠે શૈવધર્મ પાળતો

હતો, પણ બીજા કોઇ ધર્મને હરકત કરતો નહિ. વળી માળવાના ભોજરાજાની પેઠે વિદ્વાનોની સભા ભરતો, વાદવિવાદ કરાવતો, અને ઈનામો આપતો. તેના વખતમાં **હેમાચાર્ય** નામે જૈન સાધુ હતો, તેને પણ વિદ્વાન તરીકે માન આપતો અને પોતાની પાસે રાખતો.

તમને યાદ હશે કે મૂળરાજે પોતાના ઘડપણના વખતમાં **શ્રીસ્થળ**માં **રૂદ્રમાળ**નું દહેરૂં ચણાવવા માંડેલું, તે અધુરૂં રહેલું હતું, તેને પૂરૂં કરાવીને તેમાં મહાદેવની સ્થાપના કરાવી, ને શ્રીસ્થળ ગામનું નામ પોતાના નામ ઉપરથી **સિદ્ધપુર** પાડયું, અને તે વખતે બ્રાહ્મણોને ૧૦૧ ગામો દાનમાં આપ્યા.

સિદ્ધરાજ શરીરે ઉંચો અને રંગે ઉજળો હતો, પણ હાથના પોંચા કાંડા સુધી શામળા હતા. તેણે લગભગ ૫૦ વરસ રાજ કર્યું; સને ૧૧૪૩ માં મરણ પામ્યો. અણહિલવાડની ગાદીએ એના જેવો પરાક્રમી હિંદુ રાજા એકે થયો નથી. લોકો હજી તેને **સધરા જેસંગ**ના નામથી યાદ કરેછે.



# હેમાચાર્ય.

## વાર્તા ૨૧ મા.



આ સાધુનો જન્મ સને ૧૦૮૯ માં એટલે ૯૨૫ વર્ષ ઉપર ધંધુકા શહેરમાં **ચાચિંગ** નામના મોઢ વાણીઆને ઘેર થયો હતો. તેની માનું નામ **પાહિની** હતું. **ચાચિંગ** જૈન ધર્મ પાળતો નહતો, પણ **પાહિની**નાં માબાપ શ્રાવક ધર્મનાં હોવાથી તે ઘણીવાર જૈન સાધુના મંદિરે જતી હતી, એક વેળા તેના દીકરાને તેડીને દેવચંદ્રસુરી નામના સાધુનાં દર્શન કરવા ગઇ. સુરીએ તેના દીકરાની ચપળતા જોઈને તેની માગણી કરી, પણ તેનો ધણી ઘેર નહોતો, તેથી પાહિનીએ ના પાડી; પણ બીજાઓએ તથા સુરીએ આગ્રહ કર્યો, તેથી છોકરાને આપી દીધો. ત્યાર પછી તેને નવ વર્ષની ઉંમરે દીક્ષા આપીને સાધુ બનાવ્યો અને સોમદેવ-મુનિ નામ પાડયું. તેણે બાર વર્ષ અભ્યાસ કરીને જૈન ધર્મનાં બધાં શાસ્ત્રો ભણી ગયો, તેથી તેને **આચાર્યની** પદવી મળી.

સોમદેવ મુનિ એક દહાડો ગામમાં ભીક્ષા માટે જતા હતા, ત્યાં એક વાંણીઆએ ખાણુ ખોદીને કોયલા જેવો કાળો કચરાનો ઢગલો બહાર કર્યો હતો. તે આ સાધુને

સોનું જોવામાં આવ્યું. તેણે વાણીઆને કહ્યું કે આટલા સોનાનો ઢગલો આમ બહાર કેમ કર્યો છે? વાણીઓ સમજી ગયો કે આ કાળા કચરાને આ વિદ્વાન મુનિ સોનું કહે છે તેથી તેણે મુનિનો તે કચરાને હાથ લગાડયો, એટલે બધું સોનું થઇ ગયું, એમ કહેવાય છે. આ વાત ગુરૂના જાણવામાં આવી, તેથી સોનું એટલે હેમ, ઉપરથી **હેમચંદ્ર સુરી** નામ પાડયું. તેનું ટુંકું નામ **હેમાચાર્ય** થઇ ગયું છે.

સિદ્ધરાજ જૈન ધર્મ પાળતો નહોતો, તેમ માનતો પણ નહોતો, તોપણ તેને પોતાના બુદ્ધિબળથી હેમાચાર્ય ખુશ રાખતો. તેના વખતમાં ઘણી વાર બ્રાહ્મણો સાથે વાદ વિવાદ કરેલા, તેમાં તેણે સિદ્ધરાજને હાથેથી ઇનામો લીધેલાં. આવો તે સમર્થ બુદ્ધિશાળી હતો. તેણે સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું મોટું વ્યાકરણ બનાવ્યું છે તે હજી સુધી વખણાય છે. સિધ્ધરાજને ખુશી કરવાને તે વ્યાકરણનું નામ પોતાના નામની પહેલાં મૂકીને **સિદ્ધ-હેમ** રાખ્યું. સિદ્ધરાજ માળવા જીતીને આવતો હતો, ત્યારે હેમાચાર્ય સાધુ છતાં તેની સામા જઇને તેને માન આપવાની કવિતા ગાઇ સંભળાવી, તેથી રાજા બહુ રાજી થયો, ત્યારથી હમેશાં તેને પોતાની પાસે રાખતો હતો સિદ્ધરાજ પછી ગાદીએ બેસનાર કુમાળપાળને દુઃખના વખતમાં ઘણી મદદ કરી

હતી, તેથી તે નવા રાજાના ગુરૂ અને સલાહકાર થયો. તેણે કુમાળપાળના ઘણા અવગુણો છોડાવ્યા ને જૈન ધર્મ પળાવ્યો. તે સિવાય રાજ્ય ચલાવવામાં ઘણી કીંમતી મદદો આપી હેમાચાર્ય જૈન ધર્મનો સાધુ હતો છતાં બધા ધર્મો ઉપર સરખો ભાવ રાખતો એવો મોટા મનનો હતો, તેણે કુમાળપાળને કહીને સોમનાથ મહાદેવનું જુનું થએલું દહેરૂં સમરાવીને શંકરની ફરી પ્રતિષ્ઠા† કરાવી. આ વખતે બ્રાહ્મણોએ રાજાને ખોટું સમજાવ્યું કે હેમાચાર્ય તો મહાદેવને માનતો નથી, કારણ કે તે નમશે નહિ. હેમાચાર્ય વખત વિચારી ગયો ને એ વખતે સૌના દેખતાં સોમનાથને નમસ્કાર કરીને ખાતરી કરી બતાવી. આ મહા પુરૂષે રાજ્યને, લોકોને અને ધર્મને પોતાના બુદ્ધિબળથી ઘણા લાભ કર્યા છે, તેથી હજુ સુધી ગુજરાતના તમામ લોકો તેને સંભારે છે, તે એંસી વર્ષ લાંબી ઉંમરે દેવલોક પામ્યો.



† સ્થાપના.

# કુમારપાળ.

## વાર્તા ૨૨ મી.



મહાન સિધ્ધરાજને એકે કુંવર નહોતો, તેથી તેના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં રાજ ગયું. ક્ષેમરાજના કુંવરનું નામ દેવપ્રસાદ હતું, તેને દેથળી ગામ ભીમદેવના વખતમાં ગરાસમાં મળ્યું હતું, તેથી તે ત્યાં રહેતો હતો. તેના કુંવરનું નામ ત્રિભોવનપાળ હતું, તેને મહીપાળ, કીર્તિપાળ અને કુમારપાળ એ ત્રણ કુંવરો હતા, અને પ્રેમળદેવી અને દેવળદેવી નામે બે કુંવરીઓ હતી. પ્રેમળને સિદ્ધરાજના સામંત સેનાપતિ કહાનદેવ જોડે અને દેવળને નાગોરના રાજા જોડે પરણાવી હતી, દેવપ્રસાદ અને ત્રિભોવનપાળ સિદ્ધરાજના મરણ પહેલાં ગુજરી ગયા હતા, પણ તેના ત્રણે કુંવરો હયાત હતા, તે અણહિલવાડમાં રહેતા હતા.

સિદ્ધરાજને કોઇ જોશીએ કહ્યું હતું કે તમારી પાછળ કુમારપાળ રાજા થશે. આ વાત સિદ્ધરાજને ગમી નહિ, તેથી તેને પકડીને મારી નંખાવવાનો વિચાર કર્યો. આ ખબર કુમારપાળને પડવાથી પોતાના કુટુંબને દેથળીમાં

મૂકીને પરદેશમાં સાધુનો વેશ લઇને નાસી ગયો. રસ્તામાં તેણે ઘણાં દુ:ખો સહન કર્યાં, કોઇ વખત ખાવાનું પણ મળ્યું નહોતું, તેથી ભીખ માગવી પડી હતી, તે નાસતો હતો ત્યારે એક ખેડુતે કાંટાના ભર (ભોર) માં સંતાડીને અને એક કુંભારે નીંભાડામાં સંતાડીને પકડાતો બચાવ્યો હતો; તેનો ઉપકાર માની ખંભાત તરફ નાઠો, ત્યાં હેમાચાર્ય ગુરૂનો મેળાપ થયો; ગુરૂએ વરદાન આપ્યું કે તમને 'રાજ્ય મળશે.' કુમારપાળે વચન આપ્યું કે 'રાજ્ય મળશે તો શ્રાવક ધર્મ પાળીશ' આમ વાતચીત થાયછે, એટલામાં સિદ્ધ-રાજનાં માણસો પકડવા આવી પહોંચ્યાં, તે વખતે હેમાચાર્યે ચોપડીઓનાં પોટલાં આડાં મૂકીને તેને બચાવ્યો, પછી ઉદાયન મંત્રી પાસેથી પૈસાની મદદ અપાવી; તેથી ગુરૂનો ઉપકાર માનીને માળવા તરફ નાઠો.

સિદ્ધરાજના મરણના ખબર તેને માળવામાં પડતાં તે તરત પાટણ આવ્યો. પ્રથમ તો તેના બનેવી સેનાપતિ કહાનદેવને મળ્યો. પ્રથમ તેના બે મોટા ભાઇઓને વારા પૂરતી ગાદીએ બેસાડયા હતા, પણ તે નાલાયક જણાયાથી અને કહાનદેવની મદદથી કુમારપાળને ગાદી મળી, આ વખતે તેની ઉંમર ૫૦ વર્ષની હતી.

કુમારપાળ તેની સ્ત્રી ભૂપાળદેવીને પટરાણી બનાવીને ગાદીએ બેઠો, પ્રથમ જેમણે ઉપકારો કર્યા હતા, તેના બદલા

વાળી આપ્યા. પેલા ખેડુત અને કુંભારને ઘણાં ગામો બક્ષીસ આપી જાગીરદાર બનાવ્યા, ખંભાતના ઉદાયન મહેતાંને પોતાના પ્રધાનની જગા આપી. તેના દીકરા આમ્રભટને સેનાપતિ બનાવ્યો, અને હેમાચાર્યને ગુરૂ માનીને જૈન ધર્મ પાળ્યો,

આ રાજા મૂળરાજની પેઠે વગર હકે ગાદીએ બેઠો છે, એમ સમજી કેટલાક સરદારોએ આણ માની નહિ. તેમજ કેટલાક પરદેશી રાજાઓ ચડી આવ્યા. તે બધાને શૂરા કુમારપાળે હરાવ્યા. તેમાં નાગોર ( અજમેર ) નો આનક રાજા સિદ્ધરાજના પક્ષના એક મંત્રીના સમજાવ્યાથી ચઢી આવતો હતો, તેને લડાઇમાં જખમી કરી નસાડયો. તેમજ માળવાનો રાજા બલ્લાળ ચઢી આવતો હતો, તેની સામે લશ્કર મોકલ્યું, તે લશ્કરે તેની સામા ન લડતાં તેના નાયકો રાજા બલ્લાળને મળી ગયા, તેથી મહારાજા કુમારપાળે પંડે જઇને તેને હરાવીને પાછો કહાડયો.

કોકણના કેટલાક બારોટો* કુમારપાળના દરબારમાં આવ્યા, તેમણે પોતાના રાજા મલિકાર્જુનને બધા રાજાઓનો

---

* આ વખતે જયશિખરીના બારોટ શંકરે ભૂવડ પાસે વખાણ કર્યાં હતાં, તેથી ભૂવડે ગુજરાત જીતીને જયશિખરીને મારી નાંખ્યાની હકીકત યાદ આપીને હલકા માણસના વખાણથી રાજાનું મોત ઉભું થાય છે. તે વાત સમજાવવી.

બાપ કહીને વખાણ્યું કર્યાં, તેથી કુમારપાળે પોતાના સરદાર આમ્રભટને મોટું લશ્કર આપી ચડાઇ કરવા મોકલ્યો. પહેલી સવારીમાં તે હારીને પાછો આવ્યો, પરંતુ કુમારપાળે વધારે લશ્કર આપીને બીજીવાર મોકલ્યો. તો તેની રાજધાની લૂંટીને રાણાનું માથું કાપીને લાવ્યો.

કુમારપાળ ઘણું રખડયો અને ઘણું દુઃખ ભોગવ્યું હતું, તેથી તેણે રાજ સારી રીતે ચલાવ્યું ને રૈયતને બહુ સુખ આપ્યું. તેણે શિવનાં અને જૈન ધર્મનાં ઘણાં દહેરાં ચણાવ્યાં હતાં. વળી તેના ગુરૂ હેમાચાર્યની આજ્ઞાથી સોમનાથનું દહેરૂં જે મહમૂદે તોડી નાંખ્યું હતું, તે પાછું સમરાવ્યું. રાજ કરતાં ૩૦ વર્ષ થયાં, એટલે તેના ગુરૂ હેમાચાર્ય મરણ પામ્યાથી તે બહુ દીલગીર થયો. તે દીલગીરીમાં પોતે માંદો પડયો ને મરી ગયો.



# અજેપાળ, ને નાયકાદેવીનો કારભાર.

## વાર્તા ૨૩ મી.



કુમારપાળને પણ સિદ્ધરાજની પેઠે કુંવર ન હોવાથી, તેની પછી તેના ભાઇ મહીપાળનો કુંવર અજેપાળ ગાદીએ બેઠો. આ રાજા શૈવ ધર્મ પાળતો હતો, પણ અભિમાની હોવાથી તેના કાકા કુમારપાળે જૈન ધર્મનાં જે દહેરાં બંધાવ્યાં હતાં, તે તોડી નંખાવ્યાં, અને જૈન કારભારીઓને મારી નાંખ્યા. કુમારપાળના માનીતા પ્રધાન કપર્દીને ઉકળતા તેલની કઢાઇમાં નાંખી મારી નાંખ્યો. આમ્રભટને મારવા માટે બોલાવ્યો, પણ તે લડાઇ કરીને મુઓ. આવા જુલમથી લોકો કંટાળી ગયા હતા. રાજ્ય કરતાં માત્ર ત્રણ વરસ થયાં એટલામાં મહેલના એક પોળીઆએ પેટમાં કટાર મારીને તેનો જીવ લીધો.

અજેપાળ મુઓ ત્યારે તેનો કુંવર મૂળરાજ બે વરસનો બાળક હતો. તેને ગાદીએ બેસાડીને તેની મા નાયકાદેવીએ સિદ્ધરાજની મા મીનળદેવીની પેઠે કારભાર કરવા માંડ્યો; અને દેશના બંદોબસ્તનું કામ તેનો કાકો ભીમદેવ કરતો હતો. આ વખતે અફઘાનીસ્તાનનો મુસલમાન પાદશાહ

શાહબુદ્દીન ઘોરી ચડી આવ્યો. તેની સામા રાજાનો કાકો બહાદુર ભીમદેવ ફોજ લઇ ગયો. તે વખતે રાજમાતા નાયકાદેવી બાળરાજાને ખોળામાં લઇને પાસેના ડુંગર ઉપર બેસીને લડાઈ જોતી હતી, તેવામાં ભાગ્ય જોગે વરસાદ થયો, તેથી મુસલમાનો હાર ખાઇને નાશી ગયા. મૂળરાજ ગાદીએ આવ્યા પછી માત્ર બે વરસ જીવ્યો, અને બાળપણમાંજ મરણ પામ્યો, પછી તેનો કાકો ભીમદેવ ગાદીએ બેઠો.



## ભીમદેવ ( ભોળો ભીમ ) બીજો.

### વાર્તા ૨૪ મી.



આ રાજા પોતે ચડાઉ અને અવિચારી હતો, તેથી તેને **ભોળો ભીમ** કહે છે; તેનો બધો વખત લડાઈઓ કરવામાં ગયો છે. તેમાંની કેટલીક લડાઇ તો પોતે જાણી જોઇને ઉભી કરી હતી. વળી આ વખતમાં ઉપર કહેલો મુસલમાન પાદશાહ સવારી કરવા લાગ્યો. તેની સામા બધા હિંદુ રાજાઓએ સંપ કરવો જોઇતો હતો, પણ ભીમ જેવા મૂર્ખ રાજાએ કોઇ

સાથે સંપ ન રાખ્યો, તેથી તેનાં કડવાં ફળ તમામ રાજાઓને ભોગવવાં પડયાં.

આ વખતે ગુજરાતની ઉત્તરે આબુ પર્વતની આસપાસના પ્રદેશ ઉપર જેતસી પરમાર નામે રાજા રાજ કરતો હતો. તેને ઇચ્છનકુમારી નામે રૂપાળી રાજકન્યા હતી, તેનો વિવાહ (સગપણ) અજમેરના રાજા સોમેશ્વર ચોહાણના કુંવર પૃથુરાજ સાથે કર્યો હતો; તે ભોળોભીમ જાણતો હતો છતાં તે કન્યાનું માગું કરવા અમરસિંહ શેવડા નામે જૈનને મોકલ્યો. આ અમરસિંહ શેવડા ઉપર ભોળોભીમ બહુ વિશ્વાસ રાખતો, ને તેના કહેવા પ્રમાણે કરતો. આબુના રાજાએ પોતાની કન્યાનો વિવાહ ઉપર કહેલે ઠેકાણે થયો છે એમ કહીને ના પાડી. અમરસિંહ શેવડો હલકો માણસ હતો, તેણે ભોળાભીમને કહ્યું કે તમને આબુ રાજાએ ગાળો ભાંડી છે અને મારૂં અપમાન કર્યું છે, એવી રીતે ખુબ ભંભેરીને તેના ઉપર ચડાઇ કરીને કુંવરીને લઇ આવવાને સમજાવ્યો.

જેતસી પરમાર ભોળા ભીમની મૂર્ખાઇ જાણતો હતો; તેથી તેણે પોતાની કુંવરીને અજમેર મોકલીને પૃથુરાજ જોડે પરણાવી દીધી. એટલામાં ભોળાભીમે આબુ ઉપર ચડાઇ કરી. જેતસી પરમાર નાનો રાજા હોવાથી ભોળા ભીમ સામે ટકી શકે તેટલું બળ તેનામાં ન હતું, તેથી હાર્યો, પણ

ઇચ્છનકુમારીને અજમેર મોકલી દીધી છે, એમ માલમ પડવાથી તે પાછો આવ્યો, ને અજમેર ઉપર ચડાઇ કરવાનું બહાનું શોધવા લાગ્યો.

એટલામાં તો ખબર આવ્યા કે ભોળાભીમના કાકાના સાત દીકરાઓ તેની સાથે અણબનાવ થવાથી અજમેરના રાજાને આશરે રહ્યા હતા. ત્યાં તેને સોમેશ્વરના ભાઇ કુન્હ ચોહાણે કોઇ કારણથી મારી નાંખ્યા એવા ખબર ભોળા ભીમને પડયા- આ બહાનું મળવાથી તે મોટી ફોજ લઇને એકદમ અજમેર ઉપર ચડયો. સોમેશ્વર ઘરડો હતો. વળી તેનો કુંવર પૃથુરાજ દિલ્હીમાં તેના માના બાપની ગાદીએ બેઠો હતો તેથી તે અહીં નહોતો, ભોળાભીમને લડાઇ ન કરવા બહુ સમજાવ્યો પણ તેણે ન માનતાં લડાઈ કરી. તેમાં સોમેશ્વર લડતાં લડતાં મરાયો. આ જીત મેળવી ભીમ ફૂલાતો ફૂલાતો પોતાની રાજધાનીમાં પાછો આવ્યો.

પોતાના બાપને ભોળાભીમે લડાઈમાં મારી નાંખ્યો, એવા ખબર પૃથુરાજને દિલ્હીમાં મળ્યા, તેથી તે બહુ દિલગીર થયો; પણ તેજ વખતે તેણે સોગન ખાધા કે "જયાં સુધી ભીમને સજા ન કરૂં ત્યાં સુધી માથે પાઘડી પહેરવી કે પલંગ ઉપર સુવું નહિ," પૃથુરાજ પોતે બહાદુર લડવૈયો હતો, તેણે અફઘાનિસ્તાનના સુલતાન શાહબુદ્દીન ઘોરીને ઘણીવાર હરાવીને નસાડયો હતો, તેમજ

તેની નજીક કનોજના રાજા જયચંદ રાઠોડ જે તેનો માસી-
આઇ ભાઇ થતો હતો, તેની કુંવરી સંયોગતાનો સ્વયંવર
થતો હતો તે પહેલાં તેને હરણ કરી ઉપાડી આવ્યો હતો.
તે આસપાસના કોઇ રાજાથી બ્હીતો નહોતો. એવો
એ બહાદુર હતો. તે મોટી ફોજ લઇ ગુજરાત આવ્યો.
પ્રથમ તેના સેનાપતિ ચંદ બારોટને સલાહ કરવા મોકલ્યો,
પણ ભીમદેવે તેનું ન માન્યું ને ઉલટું અપમાન કર્યું, તેથી
સાબરમતિને કિનારે લડાઇ થઇ તેમાં ભીમ હાર્યો. પૃથુરાજ
જીત મેળવીને દિલ્હી ગયો. સુલ્તાન શાહબુદ્દીનઘોરી જેવો એ
દિલ્હી પ્હોંચ્યો કે તેના ઉપર ચડી આવ્યો, તેમાં પૃથુરાજ
હાર્યો, ને માર્યો ગયો તેથી ગોરીશાહે દિલ્હી ને અજમેરનાં
રાજ્યો જીતી લીધાં; ને તેના ઉપર કુતુબુદ્દીનને સુબો
નીમીને પોતે સ્વદેશ ગયો. ભોળાભીમે તેને અજમેરમાંથી
કાઢવાનો પ્રયત્ન કર્યો પણ કુતુબુદ્દીનને ખબર પડવાથી તેના
પાદશાહ પાસેથી વધારે ફોજ મંગાવીને ગુજરાત ઉપર
હુલ્લો કરીને ઉલટો ભીમને નસાડયો. રજપુતોનું બળ છેક
તૂટયું નહોતું, તેથી પહાડી લોકોનો જમાવ કરી કુતુબુદ્દીનની
સામો થયો ને તેના હાથમાંથી ગુજરાતનું રાજ ખુંચવી
લીધું. આ વખતે ભીમદેવ ઘરડો થયો હતો. રાજના ઘણા
ભાગો સરદારો બથાવી પડયા હતા. વારંવાર બંડ બખેડા
થવાથી સુખેથી રાજ કરી શકયો નહિ. તેણે ગુજરાતના બધા
રાજાઓમાં સૌથી વધારે વર્ષ રાજ કર્યું. પણ નીરાંતે જંપી

બેસવા પામ્યો નહિ. તેના પછી તેનો કુંવર ત્રીભોવનપાળ ગાદીએ બેઠો, પણ તે નબળો હોવાથી રાજ સાચવી શક્યો નહિ. તેની પાસેથી ધોળકાના રાણા વિશળદેવે રાજ ખુંચવી લઇ ગાદીએથી ઉઠાડી મૂક્યો.



## વાઘેલા વંશ.

## વાર્તા ૨૫ મી.





સોલંકી વંશના રાજા કુમારપાળના મરણ પછી પડતી દશામાં આવવા લાગ્યા. ત્યારે એ વંશની એક શાખા જોરપર આવતી હતી. એનો મૂળ પુરૂષ **ધવલપ્રસાદ** હતો. તેણે પોતાના નામપરથી ધોળકા વસાવ્યું હતું, તેનો દીકરો **અર્ણોરાજ** કુમારપાળનો માસીઆઇ ભાઈ થતો હતો. તેણે રાજ્યનો બચાવ કરવામાં ઘણી મદદ કરી હતી, તેથી કુમારપાળે તેને અણહિલવાડથી દશ ગાઉ છેટે **વાઘેલ** નામે ગામ ઇનામ દાખલ ગરાસમાં આપ્યું હતું. આ વાઘેલ ઉપરથી તે અને તેના વંશજો વાઘેલા કહેવાતા હતા.

અર્ણોરાજને લવણપ્રસાદ નામે કુંવર હતો, તે ભોળા

ભીમદેવનો પ્રધાન થયો હતો. કેટલાંક વરસ પ્રધાનવટું કર્યા પછી રાજા જોડે નહિ બનવાથી તેણે સાબરમતી અને નર્મદા વચ્ચેનો મુલક તથા ધોળકા અને ધંધુકા પરગણાં તાબે કરીને ધોળકામાં ગાદી સ્થાપી. એ રીતે લવણપ્રસાદ ધોળકાનો રાણો થયો.

લવણપ્રસાદને મદનરાજ્ઞી નામે રાણી હતી. તેનાથી વિરધવળ નામે કુંવર થયો. તે કુંવર તેના બાપના જેવો પરાક્રમી થયો; તેથી તે વિરવાઘેલો કહેવાય છે. તે ગાદીએ બેઠા પછી વસ્તુપાળ અને તેજપાળ નામે બે ભાઇઓ જે શ્રાવક વાણીઆ હતા, તેમને પોતાના પ્રધાનો નીમ્યા. આ બે ભાઇઓમાં વસ્તુપાળ રાજ ચલાવવામાં અને તેજપાળ લડવામાં બહાદુર હતો. તેથી વિરધવળે તેજપાળને સાથે લઇને આસપાસના રાજાઓને જીતીને પોતાનું રાજ્ય વધાર્યું. તેણે એક વખત દિલ્હીના પાદશાહની ફોજને હરાવીને પાછી વાળી હતી. ગોધરાનો રાજા ધુંધલ કરીને હતો. તે વિરધવળના રાજ્યમાંથી જે જે વણજારાઓ માલની પોઠો ભરીને આવતા, તેને લૂટી લેતો, તેને તેમ ન કરવા કહેવરાવ્યું, પણ તેણે ન માનતાં સ્ત્રીઓને પહેરવાની સાડી મોકલીને તેનું અપમાન કર્યું; તેથી વિરધવળે તેજપાળને લશ્કર આપીને મોકલ્યો, ભારે લડાઇ થઇ, તેમાં ધુંધલ હાર્યો ને કેદ પકડાયો. તેજપાળે તેને વિરધવળ પાસે રજુ કર્યો. રાજાએ તેને

પેલી સાડી પહેરાવી, તેથી ધુંધલ આપઘાત કરી મરણ પામ્યો.

વિરધવળ જેવો લડવામાં બહાદુર હતો, તેવોજ ઇન્સાફી હતો. તે રૈયતના સુખને માટે બહુ કાળજી રાખતો હતો, તે શત્રુને કાળ જેવો હતો, પણ રૈયતને તો સુખનો ઝરો હતો; તેના નોકરો તેને બહુ ચાહતા હતા, તે જ્યારે મરણ પામ્યો ત્યારે ઘણા ચાકરો તેની બળતી ચિત્તામાં પડી મરણ પામ્યા હતા.

રાણા વિરધવળને વિરમદેવ, વિશળદેવ, અને પ્રતાપમલ એ ત્રણ કુંવરો હતા. તેમાં વિરમ ઘણો ઉતાવળો હોવાથી તેને બાપ અને કારભારી જોડે બનતું નહિ. તેથી તે **વિરમગામ** વસાવીને ત્યાં રહેતો હતો. વિશળમાં ઘણા સારા ગુણો હતા. રાણોવિરધવળ મરણ પામ્યો ત્યારે વિરમ રાજ લેવાને ધોળકે આવ્યો, પણ વસ્તુપાળે વિશળદેવને ગાદીએ બેસાડીને તેને હરાવીને મારી નાંખ્યો.



# વસ્તુપાળ અને તેજપાળ.

## વાર્તા ૨૬ મી.



અણુહિલવાડમાં અશ્વરાજ નામે એક શ્રાવક પોરવાડ વાણીઓ રહેતો હતો, તેના બાપદાદા સિદ્ધરાજ અને કુમારપાળના વખતમાં રાજની નોકરી કરતા હતા; તે પછીના રાજાના વખતમાં તેમને નોકરી પરથી રજા મળી હતી. અશ્વરાજને કુમારીદેવી નામે સ્ત્રી હતી, તેનાથી ચાર પુત્રો અને સાત પુત્રીઓ થયાં હતાં. તેમાં સૌથી નાના પુત્રો જે **વસ્તુપાળ** ને **તેજપાળ** હતા. આ બંને ભાઇઓ હુશિઆર ને ચાલાક હતા, પણ પાટણના દરબારમાં તેનો વગ ન હોવાથી તેમને નોકરી મળી શકી નહોતી.

એક વખત બંને ભાઇઓ મોટો સંઘ કાઢીને શેત્રુંજો ગિરનાર વગેરે જૈન તીર્થોમાં જાત્રા જવા નીકળ્યા હતા. તેમાં ધોળકા ગામે મુકામ કર્યો, ત્યાંના રાણા વીરધવળની મુલાકાત થઇ. તેથી રાણાએ તેમને મંત્રી તરીકે નીમ્યા. વસ્તુપાળ રાજ ચલાવવામાં હુશીયાર હતો ને તેજપાળ લડાઇની કળા સારી રીતે જાણતો હતો. પ્રધાનવટું સ્વીકાર્યા

પછી વસ્તુપાળને માલમ પડયું કે રાજાના ખજાનામાં બીલકુલ ધન નથી, તેથી તેણે રાજાની એવી કબુલાત લીધી કે અમારી પાસે ત્રણ લાખ રૂપિયાની મુડી છે જો કોઈ ચાડીઓ તમારી પાસે ચાડી કરે તો અમારૂં સઘળું લૂંટી લેવું નહિ, પણ અમારી મુડી અમને પાછી આપવી.

આ બંને ભાઇઓએ વીરધવળની વતી ઘણી લડાઇઓ લડીને તેનું રાજય વધારી આપ્યું. આસપાસના રાજાઓને જીતી ને રાજયને મજબુત કર્યું, પણ તેઓ પ્રધાનવટા કરતાં ધર્માંદાના કામમાં ઘણા પ્રખ્યાત થયા છે. કારણ કે તેમણે જૈન ધર્મનાં ઘણાં સુંદર દેવળો શેત્રુંજો, ગિરનાર અને આબુના પર્વતો ઉપર લાખો રૂપિઆ ખર્ચીને બંધાવ્યાં છે, તેમને ત્યાં પૈસાનો પાર નહોતો. તેઓ વારંવાર સંઘ કાઢીને જાત્રાએ જતા હતા. તેમાં એકવાર લીંબડીની પાસે હડાળા ગામ પાસે આવ્યા, ત્યાં લૂંટારાની બીક માલમ પડી, તેથી પોતાની પાસેનું ધન જમીનગાં દાટવાનો મનસુબો કરીને એક જગાએ ખાડો ખોદવા લાગ્યા, તો ત્યાંથી ધનના ચરૂ નીકળી પડયા હવે આ બધા ધનનું શું કરવું, તે બાબત શેઠાણીઓની સલાહ લેતાં એવું ઠર્યું કે એ ધન પર્વતો ઉપર દહેરાં ચણાવવામાં ખર્ચવું. એ સલાહ વાજબી લાગી, તેથી તેમ કર્યું, જે દહેરાં આજ સુધી કાયમ છે.

તેના વખતમાં દિલ્હીના પાદશાહની ફોજ ગુજરાત

ઉપર ચડી આવતી હતી તેની વસ્તુપાળને ખબર પડી, તે ફોજ આબુ પર્વતની ખીણમાંથી ચાલી આવતી હતી. તેના ઉપર લાકડાં અને પથરા જંગલી લોકો પાસે ફેંકાવી ખીણમાં તે ફોજનો નાશ કરાવ્યો, તેથી પાદશાહ બીજી વાર ચડી આવશે એવી બીક રહેતી હતી. એવામાં તેજ પાદશાહની મા મક્કાની હજ (જાત્રા) કરવા જતી હતી. તે ખંભાતથી વહાણમાં બેસીને થોડે આગળ ગઇ, તો તેને ચાંચીઆ લોકોએ લૂટી લીધી, તેની ખબર વસ્તુપાળને પડી, તેણે પાદશાહની માની સારી બરદાસ કરી ને લૂટી જનાર ચાંચીઆઓને પકડાવી બધો માલ પાછો અપાવ્યો અને પોતાના ચોકી પહેરા આપીને હજ કરવા મોકલી દીધી; ત્યાંથી પાછી તેવીજ રીતે સહીસલામત લાવીને ઠેઠ દિલ્હી સુધી મૂકવા પોતે ગયો. ત્યાં પાદશાહની પાસે તેની માએ વસ્તુપાળની બરદાસનાં ને બંદોબસ્તનાં ભારે વખાણ કર્યાં તેથી તેણે ખુશી થઇને મોટી રકમ બક્ષિસ તરીકે આપી, અને બીજું પણ માંગવા કહ્યું, ત્યારે આ દેશભક્ત પ્રધાને ગુજરાતના રાજ ઉપર પાદશાહે ચડાઇ કરવી નહિ એ વચન માંગ્યું. તે તેણે કબુલ કર્યું. આ રીતે વસ્તુપાળની ચતુરાઇથી પાદશાહની બીક મટી. આ બંને ભાઇઓ વીરધવળના મૃત્યુ સુધી પ્રધાનવટા ઉપર રહ્યા હતા.



# મહારાજા વિશળદેવ.

## વાર્તા ૨૭ મી.



વિશળદેવ પોતાના ભાઇને મારી નંખાવ્યા પછી સુખેથી ધોળકાની ગાદીએ બેઠો. પછી જુના વાણીઆ પ્રધાનો વસ્તુપાળ અને તેજપાળને રજા આપી, અને **નાગડ** નામે એક બ્રાહ્મણને પ્રધાનવટું આપ્યું. આ વખતે અણહિલ્લવાડમાં ભીમદેવ બીજાનો દીકરો ત્રિભુવનપાળ નબળો અને બાયલો રાજા ગાદીએ હતો, તેના ઉપર ઇ. સ. ૧૨૪૪ ચડાઇમાં કરીને તેને ગાદીએથી ઉઠાડી મૂકીને પોતે આખી ગુજરાતનો ધણી થયો, અને મહારાજાધિરાજની પદવી ધારણ કરી.

કર્ણાટકના રાજાએ પોતાની કુંવરી પરણાવવા માટે સ્વયંવર રચ્યો હતો તેમાં મોટા મોટા રાજાઓને નોતર્યા હતા, તે કુંવરીએ મહારાજા વિશળદેવને વરમાળા પહેરાવી, તેની જોડે લગ્ન કર્યા. વિશળદેવ તેના બાપની પેઠે બહાદુર લડવૈયો હતો; તેણે માળવા અને મેવાડના રાજાઓને જીત્યા હતા. એ સિવાય તેના ઉપર ચડી આવનારા બધા શત્રુઓને હરાવીને નસાડયા હતા.

આજથી બાંવીસ વરસ ઉપર જેવો છપનીઓ દુકાળ પડયો હતો, તેવોજ ભારે દુકાળ વિશળદેવના વખતમાં પડયો હતો. તે દુકાળમાં ઘણાં ઢોરોને માણસો મરવા લાગ્યાં. રાજા બહુ દયાળુ હોવાથી તેણે એવો હુકમ કાઢયો કે કોઇ માણસને અનાજ વગર મરવા દેવાં નહિ, તેણે ગરીબોને માટે સદાવ્રતો બાંધીને પોતાની રૈયતના જીવ બચાવ્યા હતા. વળી આ દુકાળમાં જગડુશા નામે વાણીઆએ લોકોને પુષ્કળ અનાજ મફત આપ્યું હતું. કહે છે કે તેણે ૧૧૨ જગાએ અનાજના કોઠારો અને સદાવ્રતો બાંધ્યાં હતાં. આજ કોઇ જગાએ જમીનમાંથી અનાજના કોઠાર નીકળે તો તે જગડુના કોઠાર નીકળ્યા એમ કહેવાય છે.

આ રાજાએ વિશનગર, ડભોઇ વગેરેના કિલ્લા બંધાવ્યા હતા, તથા મુસલમાનોએ જે જે તોડી નાંખ્યા હતા તે પાછા સમરાવ્યાં હતા. આ પ્રમાણે તે કીર્તિમાન મહારાજા ગણાયો હતો. તે ઇ. સ. ૧૨૬૨માં મરણ પામ્યો. તેને એકે કુંવર ન હોવાથી તેના ભાઇ પ્રતાપમલનો દીકરો અર્જુનદેવ ગાદીએ બેઠો તે વિશળદેવના જેવો પરાક્રમી સદ્ગુણી રાજા હતો, તેના રાજ્યમાં કેટલાક મુસલમાન સરદારો હતા. તે ૧૨૭૪માં મરણ પામ્યો તે પછી તેનો કુંવર સારંગદેવ ગાદીએ બેઠો તેણે ૨૨ વ[illegible] રાજ્ય કર્યું.

# કરણદેવ અથવા કરણઘેલો.

## વાર્તા ૨૮ મી.



આપણે ઉપર જોયું કે દિલ્હી, અજમેર અને કનોજનાં હિંદુ રાજયો સ્રીઓના કજીઆને લીધે અંદર અંદર કુસંપ કરી રહ્યાં હતાં, તેથી તે રાજયો મુસલમાનોએ જલદીથી જીતી લીધાં, અને દિલ્હીમાં રાજધાની કરી. ગુજરાતનું રાજય દિલ્હીથી છેટું અને મુસલમાન પાદશાહ બે વાર પાછો ગયેલો હોવાથી સોલંકી રાજા નબળા પડયા છતાં ટકી રહ્યું હતું. વાઘેલા રાજા લડાઈમાં બહાદુર હતા, તો પણ આ બળવાન શત્રુઓ થડમાં છે, તે કોઈ દહાડો મારી પાડશે, માટે તેની સામા થવાને લશ્કર વગેરેની તૈયારી કરી ચેતતા રહેવું જોઇએ, એ વાતનું ભાન રાખ્યું નહિ અને બ્રાહ્મણ પ્રધાનથી દોરાઈને દહેરાં વગેરે બંધાવવામાં તથા મોજમજા કરવામાં જીવ ઘાલ્યો. તેથી વનરાજે સ્થાપેલું, મૂળરાજ, સિદ્ધરાજ અને કુમારપાળ જેવા પ્રતાપી રાજાઓએ મોટે દરજે ચઢાવેલું રાજ્ય ખોયું, દેશ પાયમાલ થયો અને રાજાની મૂર્ખાઇથી રૈયતને અનેક સંકટો વેઠવાં પડયાં.

**સારંગદેવ** પછી તેનો કુંવર **કરણદેવ** ગાદીએ બેઠો, તે લડવામાં બહાદુર હતો, પણ મોજશોખ વધારે કરતો, તેથી દુર્ગુણી થઇ જવાથી રાજ્યની બધી સત્તા **માધવ** નામે નાગર પ્રધાનના હાથમાં હતી. તેને રૂપસુંદરી નામે રૂપાળી સ્ત્રી હતી, તે એકવાર રાજાના જોવામાં આવી હતી તેથી તેને પકડી મંગાવવાના વિચારથી તેના ધણી **માધવને** કચ્છમાં ઘોડાઓ ખરીદવા મોકલ્યો, પછવાડેથી તેના ભાઇ **કેશવને** મારી નાંખ્યો તેથી તેની સ્ત્રી ગુણસુંદરી સતી થઇ; પછી રૂપસુંદરીને પકડી મંગાવી. **માધવ** કચ્છમાંથી પાછો આવ્યો, અને આ સમાચાર સાંભળીને બહુ દીલગીર થયો; તેથી રાજાનું વેર લેવાને તક શોધવા લાગ્યો.

રાજાનું કામ રૈયતનું રક્ષણ કરવાનું, તથા તેને પોતાના બેટા બેટી માફક ગણવી જોઇએ આ કારણથી કેટલાક રાજાઓ પોતાના રાજમાં પરણતા નથી; જે રાજા પોતાની પ્રજાને દુઃખ દે છે, અને વહુ દીકરીઓની લાજ લૂટે છે; તેનું રાજ્ય જાય છે. કરણદેવે ઉપર પ્રમાણેનો ધર્મ પાળ્યો નહિ તેથી તે **કરણઘેલાને** નામે ઓળખાયો, રાજ્ય ખોયું અને ભૂંડી રીતે મુઓ, તે તમે આગળ વાંચશો.

થોડા દિવસ પછી **માધવ** દિલ્હી ગયો, ત્યાં તે વખતે અલાઉદ્દીન પાદશાહ હતો, તે ઘણો નિર્દય અને ઘાતકી હતો, તેની પાસે જઈને કેટલાક ઘોડા ભેટ કર્યા. અને પછી

ગુજરાત જીતવાને પાદશાહને લલચાવ્યો. માધવને કરણ સામે વેર લેવાને ઘણા રસ્તાઓ હતા, પણ આ ખૂની પાદશાહને ચડાઇ કરાવીને દેશની ભૂંડી હાલત કરી, તે તેણે મોટી ભૂલ કરી છે, કારણ કે રાજા ઉપરના વેરને લીધે દેશ અને રૈયતનો ઘાણ નીકળી ગયો તેથી માધવ દેશદ્રોહી એટલે દેશનું ભૂડું કરનાર ગણાયો છે.



## રજપુત રાજ્યનો અંત અને અલાઉદ્દીનની ચડાઈ.

### વાર્તા ૨૯ મી.





માધવે ગુજરાત જીતવાની માગણી કરી, તેથી અલાઉદ્દીનને બળતામાં ઘી હોમાયું, તે ગુજરાત ઉપર ચડાઇ કરવાને ડરતો હતો. પણ માધવના કહેવાથી પોતાના ભાઈ અલફખાન અને મોટા સરદાર નસરતખાનને મોટી ફોજો આપી માધવની સાથે મોકલ્યા. કરણ મોજમજામાં પડેલો હતો તેથી કશી તૈયારી કરી નહોતી. મુસલમાન લશ્કરે એકદમ આવીને અણહિલવાડને ઘેરો ઘાલ્યો, તેમાંથી રાજા માંડ માંડ નાસી છૂટયો. તેની રાણીઓ, ધન, હાથી ઘોડા એ સઘળું પડયું રહ્યું.

ફક્ત બે નાની દીકરીઓને લઈ દક્ષિણમાં બાગલાણના ડુંગરી કિલ્લામાં ભરાઇ ગયો.

મુસલમાન લશ્કરે અણહિલવાડ તથા બીજાં ગામો લૂટયાં, બાળ્યાં અને રૂદ્રમાળ વગેરે હિંદુઓનાં ઘણાં દહેરાં તોડી નાંખ્યાં. લોકોને વટલાવીને મુસલમાન કર્યા, એવી રીતે દેશની માઠી દશા કરી. કરણની રાણીઓ જે પાછળ રહી હતી, તેને પકડી લીધી, તેમાં કૌલાદેવી નામે ખૂબ-સુરત રાણીને દિલ્હી મોકલી દીધી, તે ત્યાં પાદશાહની માનીતી બેગમ થઇ.

કૌલાદેવીની બે કુંવરીઓ દેવળદેવી અને કનકદેવી જે કરણની પાસે હતી, તેમાં કનક મરણ પામી હતી દેવળ જુવાન થયા પછી તેનું રૂપ તેની માના જેવું દીપી નીકળ્યું હતું કરણ દેવગિરિના રાજાને આશરે રહ્યો હતો, તેથી તેના પાટવીકુંવર સંકળદેવની દેવળને પરણવાની ઇચ્છા થઈ, તેથી તેણે માગું કર્યું, પણ તે જાતે મરાઠો હતો, અને રજપુતની કુંવરી મરાઠાને પરણે એ કરણને ઠીક લાગ્યું, તેથી એ માગું તેણે કબુલ કર્યું નહિ.

અલાઉદ્દીન કૌલાદેવીને ઘણું માન આપતો, તેને સુંદર સહેલમાં રાખી હતી, તેમજ પૈસાથી તથા મોજમજાથી જે સુખ મેળવાય તે આપતો હતો. તોપણ કૌલાનું મન ઉદાસ રહેતું હતું, કારણ કે તેની દીકરી દેવળદેવી તેના

બાપ કુરણુ જોડે હતી, તેને તેડાવવાની મરજી હતી, પણુ એ બની શકે તેમ ન હતું કારણુ કે કુરણુ બાગલાણુના કિલ્લામાં ભટકતો ફરતો હતો.

કેટલાંક વરસ પછી પાદશાહે ગુજરાતનો સુબો અલપ્ખાનને નીમ્યો હતો, અને માધવને તેનો પ્રધાન ઠરાવ્યો હતો. એ દરમ્યાન દેવળદેવીને કુરણુની પાસેથી લાવવાને અને વધારે લશ્કર મોકલવાને કૌલાએ પોતાના ધણી અલાઉદ્દીનને સમજાવ્યો. આ વખતે કરણુ બહુ દુઃખી હાલતમાં હતો, તેમાં આ ભૂંડી રાણી વધારે દુઃખ દેનારી થઇ. પાદશાહી ફોજે કરણુની પાછળ પડીને તેને બે બાજુએથી ઘેરો લીધો, અને કુંવરીની માગણી કરી. આ વખતે કરણુ ઘણા દુઃખમાં સપડાયો હતો, વળી બિલકુલ રાજ વગરનો હતો, પણુ લાજ વગરનો થયો નહોતો, તેનામાંથી જોઇએ તેવું શુરાતન ગયું નહોતું, તેથી તેણે કુંવરીને આપવાની ચોકખી ના પાડી; અને મુસલમાન ફોજ સામે તે બહાદુરીથી લડયો. પરંતુ કોઇ રીતે દેવળને પોતાની પાસે રાખી શકયો નહિ. તેથી છેવટે દેવળને દેવગિરિના રાજા જોડે પરણાવા માટે દાસ દાસીઓ અને રખેવાળો સાથે મોકલી દીધી; પણુ કમનસીબે તેના રસ્તામાં પાદશાહી ફોજ ઓચિંતી સામી મળી. બંને વચ્ચે ઝપાઝપી થઇ, તેમાં કુંવરીનોજ ઘોડો ઘાયલ થયો, તેથી તે ભોંય ઉપર પડી, મુસલમાની લશ્કરે તેને પકડી લીધી, અને એ દેવળ-

દેવી છે, એમ જાણુવાથી તેને દિલ્હી મોકલી દીધી. દેવળ ફરીને કૌલાદેવીને મળી તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ, પણુ બિચારા કરણુના દુઃખનો પાર રહ્યો નહિ.

દેવળદેવી દિલ્હીમાં આવ્યા પછી કેટલેક વખતે પાદશાહુના મોટા શાહુજાદા ખીજરખાંની નજરે પડી, તેથી તેને તેની જોડે લગ્ન કરવાનું મન થયું. પણુ ખીજરખાંની માની મરજી નહુતી. તેણે તેમ ન કરવા દેવાથી શાહુજાદો માંદો પડયો, તેથી દેવળદેવી જોડે તેને પરણુાવ્યો. પરંતુ બાપડો કરણુઘેલો તો દુઃખ અને દીલગીરીમાં દહાડા કાઢી રઝળી રખડીને મુઓ.



## અહમદશાહ.

## વાર્તા ૩૦ મી.





કરણુઘેલાનું રાજ્ય દિલ્હીના પાદશાહે જીતી લીધા પછી, તેમના તરફથી રાજ ચલાવવાને સુબાઓ આવતા, તેમાંના ઘણુાખરા જુલમીને ધર્માંધ હુતા, અને સારી રીતે રાજ્ય ચલાવતા નહિ, તેથી ઠેક ઠેકાણે બંડો ઉઠતાં ને કજીઆ થતા. વળી એ સુબાઓ કોઇ વખત પાદશાહુથી સ્વતંત્ર થઇ જતા, ત્યારે

તેમને સજા કરવાને પાદશાહ પોતે લશ્કર લઇને આવતો આમાં પ્રજાની કાપાકાપી ને માઠી હાલત થતી. આવો અંધેર કારભાર લગભગ સો વર્ષ સુધી ચાલ્યો; દરમ્યાન દિલ્હીના પાદશાહોની સત્તા નબળી થતી ગઇ, તેથી ઝફરખાન નામે એક સુબો મુજફ્ફરશાહ નામ ધારણ કરી ગુજરાતનો સ્વતંત્ર સુલતાન થઇ બેઠો. તેના વખતમાં આશાવળના કોળી લોકોએ બળવો કર્યો, તેને વશ કરવાને પોતાના પૌત્ર અહમદશાહને મોકલ્યો. પરંતુ આ શાહજાદો જલદી ગાદીએ બેસવાની ઇચ્છાવાળો હોવાથી ત્યાં ન જતાં મુજફ્ફરશાહની સામા બંડ કરીને તેને કેદ કર્યો, અને ઝેર પીવાની જરૂર પાડી. તેનો દાદો મુજફ્ફર તદન ઘરડો હતો, તેણે તેમ ન કરવા ઘણુંએ સમજાવી કહ્યું કે ઉતાવળ ન કર, થોડા વખત પછી આ રાજ્ય તારૂં છે. પણ એ વાત અહમદશાહના માનવામાં ન આવી, તેથી આવી સલાહ આપનારને મારી નાંખવાની અને દારૂ ન પીવાની સલાહ આપી પોતે ઝેર પીને મરી ગયો.

પછી અહમદશાહ ગાદીએ બેઠો પણ પોતાના ઉપર માયા રાખનાર અને ન્યાયી દાદાનું વિના કારણ ખૂન કર્યાથી તેને બહુ પસ્તાવો થયો. ત્યાર પછી તે કોઇ દહાડો હસ્યો નથી; અને તેની ખાતરી માટે હમેશાં સાધુ પુરૂષોની સલાહ લક્ષમાં લેતો, ને રૈયતને ન્યાય આપવાને પોતે કાળજી રાખ-

તો. દેશમાંથી લુટારા ને વાટપાડુઓનું કાસળ કાઢી રાજની આબાદી કરી.

અહમદશાહ એકવાર સાબરમતીને કાંઠે કાંઠે ફરવા ગયો હતો, ત્યાં એક સસલો કુતરાની પછવાડે પડેલો જોયો. તેથી તેના મનમાં વિચાર ઊઠયો કે જે જગામાં સસલા આવા બળવાન છે. ત્યાંના માણસો બળવાન કેમ ન હોય. તે ઉપરથી તે જગાએ પોતાના નામ ઉપરથી અહમદાબાદ (અમદાવાદ) નામે શહેર બંધાવીને અણુહિલવાડ પાટણને બદલે ત્યાં રાજધાની કરી. નદીને કાંઠે રાજમહેલ, ભદ્ર નામે કિલ્લો અને શહેરની વચ્ચે જુમામસિદ બંધાવ્યાં.

આ પાદશાહ ન્યાયી હતો તે નીચેના દાખલાઓથી જણાય છે. એક વખત તેના જમાઇએ પાદશાહ સાથેની સગાઇ અને જુવાનીના તોરમાં કોઇનું ખૂન કર્યું. આ તહોમતનો કાજી[1] પાસે ઇન્સાફ કરાવા જતાં પાદશાહના સગાને વધારે સજા ન થાય એવી બીકથી થોડી સોના-મહોરો મરનારના કુટુંબને અપાવીને તેનો ચુકાદો આપી દીધો. આ વાત અહમદશાહના જાણવામાં આવવાથી તેણે કહ્યું કે આથી પૈસાદાર લોકો ગરીબોને મારી નાંખે, માટે આ સજા બસ નથી, એમ કહીને તેના જમાઇને રાજમહેલની સામે પોતાના દેખતાં ફાંસીએ દઇ મારી નાંખ્યો

૧ મુનસફ, ન્યાયાધીશ.

વળી એક વખત તે મહેલ ઉપર બેઠો હતો, એટલામાં તેણે નદીની રેલમાં મોટું માટલું તણાતું આવતું દીઠું, તેને બહાર કઢાવીને જોયું તો તેમાંથી એક મુડદું નીકળ્યું. તેથી તે માટલાના ઘડનાર કુંભારને શોધીને તેડાવ્યો તેની પાસેથી માટલું ખરીદનાર એક મુખીને શોધીને ખુનીને પકડાવ્યો. તેની પાસે ખૂન સાબીત કરાવીને તેને ફાંસીએ ચડાવી દીધો.

આ પાદશાહ ત્રીશ વરસ રાજ્ય કરીને મરણ પામ્યો, તેને માણેકચોકમાં તેના બંધાવેલા રોજામાં દાટયો છે, હજી પણ તેના માનમાં ઓરસ[1] ભરાય છે.

---

૧ મેળો.



અહમદશાહ તેના દાદાને ઝેર પાય છે.

KRISHNA PRESS, BOMBAY 2.

# મહમૂદશાહ કે મહમૂદ બેગડો.

## વાર્તા ૩૧ મી.



અહમદશાહની પછી તેનો શાહજાદો મહંમદશાહ ગાદીએ બેઠો, તેને અમીરોએ ઝેર પાઇને મારી નાંખ્યો. ત્યાર પછી તેનો શાહજાદો મહમૂદશાહ



૧૪ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો. તે નાની ઉંમરે ગાદીએ બેઠો હતો તેથી કેટલાક બંડખોર અમીરોએ તોફાન કર્યું ત્યારે તેને મહેલમાં ભરાઇ જવાની સલાહ આપવામાં આવી, પણ તે નહિ માનતાં મહેલના દરવાજા ખુલ્લા કરાવીને પોતે ઉઘાડી તરવારે સામે થયો, તેથી કેટલાક નિમકહલાલ અમીરોની મદદ વડે તેણે બંડ બેસાડી દીધું. નાનપણમાં આવી હિમ્મત અને બહાદુરી દેખાડવાથી તેનો રૂઆબ[1] સારો બેઠો. આ વખતે જુનાગઢમાં રા. મંડળીક નામે હિંદુ રાજા રાજ કરતો હતો. તેના ઉપર ત્રણવાર સવારી કરીને તેનું રાજ્ય લઇ લીધું અને રા. મંડળીકને કેદ પકડી અમદાવાદમાં લાવીને તેને મુસલમાન બનાવ્યો. ત્યાર પછી પાવાગઢના રાજા પતાઈ રાવળ ઉપર સવારી કરી તેના ઉપર દોઢ વર્ષ ઘેરો રાખ્યો. છેવટે પતાઇને કેદ કરી તેનું રાજ્ય પણ ખાલસા કર્યું. આવી રીતે બે ગઢ જીતવાથી તેનું નામ મહમૂદ બેગડો પડયું છે.

---

૧ હુકમ, આણ.

**અહુમદશાહુની** પેઠે **મહુમૂદબેગડો** વાત્રક નદીને કાંઠે એકવાર ફરવા ગયો હતો. ત્યાં એક સુંદર જગા તેના જોવામાં આવી, તેથી ત્યાં પોતાના નામ ઉપરથી મહમુદાબાદ (મેમદાવાદ) નામે શહેર વસાવ્યું, અને ત્યાં ચાંદા સુરજ નામે મહેલ તથા ભમરીઓ કુવો બંધાવ્યા, તે હજી પણ સારી હાલતમાં છે.

આ પાદશાહને મકાનો બંધાવવાનો બહુ શોખ હતો. અમદાવાદની નજીક સરખેજ ગામ આગળ અહુમદશાહના ઉસ્તાદ[1] શેખ અહુમદ ખટ્ટુ ગંજબક્ષના રોજા પાસે પોતાનો રોજો, મસીદ અને મહેલ બંધાવ્યાં છે. ત્યાં તે આરામ લેવાને ઘણીવાર જતો હતો, જેમાં તેને દાટયો છે. મકાનોની પેઠે ઝાડો રોપાવવાનો પણ તેને ભારે શોખ હતો. તે ઝાડો રોપનાર અને ઉછેરનારને ઇનામો આપતો. તેમજ પોતે અમદાવાદની પાડોશમાં ઝાડોની મોટી ઘટા રોપાવી છે, તે હજી છે, તે **બાગે ફિરદોશ** કે અમરાઇને નામે ઓળખાય છે. મકાનો અને ઝાડોની પેઠે **મહમૂદને** બીજો ભભકો પણ વહાલો હતો, તે જમવા બેસતો ત્યારે પચાસ હાથીઓ સલામ આપતા અને ઘણી જાતનાં વાજીંત્રો વાગતાં તેથી ઘણો આનંદ થઇ રહેતો.

કહે છે કે **મહમૂદને** ઘણો ખોરાક જોઇતો હતો, તે દરરોજ ૧ મણ ખોરાક ખાઈ જતો. રાત્રે વાળુમાં પાંચ શેરની ખીચડી

---

૧ ગુરૂ, માસ્તર, શિક્ષક.

ખાઇ ગયો હોય છતાં તેની પથારી આગળ બંને બાજુએ ખાવાનું મૂકવું પડતું. આ ઉપરાંત સોમલ નામનું ઝેર તે ખાતો, અને તેને તે પચી જતું હતું. તેથી તે ઘણીવાર કહેતો કે 'હે ખુદા! મને ગુજરાતનું રાજ્ય ન આપ્યું હોત તો મારા પેટનુ પુરૂં કેમ થાત.' આ ખોરાકને લીધે તે શરીરે જોરાવર બહુ હતો. કોઈ મલ તેની સાથે કુસ્તી કરી શકતો નહિ.

ગુજરાતની ગાદીએ અગાઉ સિદ્ધરાજ જયસિંહ જેવો પ્રતાપી હતો તેવોજ મુસલમાનોમાં મહમૂદ બેગડો થયો છે; લોકો આજ પણ તેનાં કામોને વખાણે છે, અને સિધ્ધરાજની પેઠે યાદ કરે છે.



# બહાદુરશાહ અને છેલ્લો પાદશાંહ મુજફરશાહ ત્રીજો.

## વાર્તા ૩૨ મી.



હમૂદ બેગડાની ચોથી પેઢીએ બહાદુરશાહ નામે સુલતાન ગાદીએ આવ્યો, તે પાદશાહ તેના નામ પ્રમાણે બહાદુર હતો. મહ્મૂદ બેગડાના મરણ કેડે જે ચાર નબળા પાદશાહ થયા તેના વખતમાં પાદશાહી સત્તા નબળી પડી ગઇ હતી. તે બહાદુરશાહે પાછી જમાવવા માંડી. તેણે દક્ષિણના મુલક ઉપર કેટલીક ચડાઇઓ કરી, પણ તેમાં બરાબર જય મળતો નહિ. તેણે માળવાના રાજા ઉપર સવારી કરીને તેને કેદ પકડીને તેની રાજધાની માંડુગઢ જીતી લીધું. ત્યાર પછી તેને દિલ્હીના પાદશાહ હુમાયું સાથે લડાઈમાં ઉતરવું પડયું; તેમાં તેણે હાર ખાધી. આ વખતે **દમણ** અને **દીવ** વગેરે બંદરોમાં ફીરંગી (પોર્ટુગીઝ) લોકો પોતાની સત્તા જમાવતા હતા; તેને વશ કરવાને બહાદુરશાહ **દીવ** ગયો તે લોકોએ પાદશાહને પોતાના વહાણ ઉપર નોતર્યો. ત્યાંથી પાછા ફરતાં દગો કરીને વહાણ ડુબાવીને મારી નાંખ્યો.

બહાદુરશાહના મરણ કેડે ગુજરાતની ગાદીએ જેટલા પાદશાહ થયા, તેઓ નબળા હોવાથી તેમની સત્તા પડી ભાંગી.

અમીરો જે જે પ્રાંતોના સુબાઓ હતા, તેઓ ત્યાં સ્વતંત્ર થઇ જઇને મરજીમાં આવે તેમ વર્તતા, અને ગમે તેને ગાદીએ બેસાડતા; તેથી રાજ્યમાં અંધેર અને લુંટફાટ બહુ વધી પડયાં હતાં.

આ વખતે બધા અમીરોમાં સૌથી વધારે સત્તાવાળો અમીર ઇતિમાદખાન હતો. તેણે બીજા અહમદશાહને મરાવી નાંખીને નાથુ નામના એક છોકરાને મુજફ્ફરશાહ ત્રીજો નામ આપીને ગાદીએ બેસાડયો. ઇતિમાદખાન કહેતો કે એ છોકરો સુલ્તાનના કુળનો છે, પણ બીજા અમીરો તે વાત કબુલ કરતા નહોતા; તેથી બધા સામે થયા, તેમને ઇતિમાદખાન તાબામાં લાવી શકયો નહિ, તેથી કાયર થઇને દિલ્હીના અકબર પાદશાહને તેણે ગુજરાત જીતી લેવાને કરણ-ઘેલાના પ્રધાન માધવની પેઠે તેડાવ્યો.

અગાઉ બહાદુરશાહના વખતમાં અકબરના બાપ હુમાયુને લડાઇ થઇ હતી, તેમાં ફત્તેહ મળી નહોતી, તેથી આ અંધેરનો લાભ લેવાને અકબર ચૂકયો નહિ. તે એકદમ અમદાવાદ ઉપર ચઢયો. ઇતિમાદખાન અકબરની સામો આવ્યો, તેની મદદથી શહેર થોડીવારમાં જીતી લીધું, અને મુજફ્ફરશાહને કેદ પકડયો. જે જે તોફાની અમીરો હતા તેમને દબાવી દીધા, પછી સુલતાનને સાથે લઇને અકબર દિલ્હી ગયો.

દિલ્હી ગયા પછી અકબરે મુજફ્ફરશાહને કેદમાં નાંખ્યો, પછી તેની સાથે સારી વર્તણુંક ચલાવીને જાગીર આપી; પણ તાબેદારીમાં રહ્યાથી તે કંટાળી ગયો હતો, તેથી દશ વર્ષે નાસી ગયો. તે વખતે તેનો જુનો અમીર ઇતિમાદ-ખાન ગુજરાતનો સુબો હતો, તેની પાસેથી જુના મિત્રોની મદદથી અમદાવાદ લઇ લીધું. આ સમાચાર અકબરને મળવાથી ખાનખાનાન નામે સુબાને મોટા લશ્કર સાથે ગુજરાત મોકલ્યો. મુજફ્ફરમાં આ વખતે અકબર પાદશાહની સામે ટકી શકાય એટલું બળ નહોતું, તેથી સરખેજ ગામ આગળ હારીને નાસી ગયો, અને કરણ ઘેલાની માફક ડુંગ-રોમાં રખડયાં કર્યું. છેવટે કચ્છના રાવે તેને પકડી અક-બર પાદશાહને હવાલે કર્યો. પાદશાહી ફોજ તેને કેદ કરીને દિલ્હી લઇ જતી હતી, પણ મુજફ્ફરશાહને બીજીવાર કેદી થતાં શરમ આવતી હતી, જેથી મોરબીની નજીક ધ્રોળ ગામ આગળ અસ્ત્રાવડે પોતાનું ગળું કાપી નાંખીને આપઘાત કર્યો. સુબાએ તેનું માથું અકબર પાસે રજુ કર્યું. આ રીતે ગુજરાતના છેલ્લા પાદશાહનો અને તેના વંશનો અંત આવ્યો.



# ગુજરાતમાં મોગલ પાદશાહ અકબર.

## વાર્તા ૩૩ મી.



અકબરે મુજફ્ફર ત્રીજા પાસેથી જે વખતે ગુજરાતનું રાજ્ય ખુંચવી લીધું. ત્યારે ત્યાં અંધેર બહુ ચાલતું હતું, અને અમીરોના જુલમથી રૈયત ત્રાહે ત્રાહે પોકારતી હતી. કારણ કે તેમના ઉપર કરનો બોજો ઘણો વધી પડયો હતો. તેથી પ્રથમ તો આ શાણા પાદશાહે **ટોડરમલ** નામના મોટા પ્રધાનને કરની રકમની પૂરેપૂરી તપાસ કરીને વાજબી રકમ લેવાને ફરમાવ્યું. પછી જે જે તોફાની અમીરો હતા, તેમને દબાવી દીધા. વળી અગાઉના સુલતાનો હિંદુઓને બળાત્કારે વટલાવતા, તેમનાં દહેરાં તોડી નાંખતા, તથા તેમની કન્યાઓને જોરજુલમથી ઉપાડી જતા, તેથી હિંદુ ગરાસીઆઓ બહારવટે નીકળતા, અને હિંદુ પ્રજા તેમના તરફ પ્રેમભાવથી જોતી નહિ. પરતું અકબરે હિંદુ મુસલમાનને સરખા ગણીને કોઇના ધર્મમાં ન પડવાથી દેશમાં શાંતિ ને આબાદી ફેલાઇ.

અકબર પછી તેનો શાહજાદો જહાંગીર ગાદીએ આવ્યો, તે ઘણો ન્યાયી પાદશાહ હતો, તેણે થોડા વખતમાં

કેટલાક કર માફ કરવાનો હુકમ કર્યો. લશ્કરના સિપાઈઓ ખેડુતોના ઘરમાં પેસીને બળાત્કારે માલ લઇ જતા, તે રિવાજ બંધ કર્યો, ને મોટાં મોટાં શહેરોમાં દવાખાનાં કાઢયાં. જહાંગીર પાદશાહ એકવાર ગુજરાતમાં શિકાર કરવા આવ્યો હતો, ત્યારે અમદાવાદ આવ્યો, શહેરના લોકોએ તેને બહુ માન આપ્યું, તેથી તે બહુ ખુશી થયો, પણ તેને હવા માફક ન આવી, તેથી તેણે અમદાવાદને **ગર્દાબાદ** (ધુળનું શહેર) એવું નામ આપ્યું હતું. વળી તે વખતના સુબાનો કારભાર તેને પસંદ ન પડવાથી પોતાના શાહજાદા **શાહજહાંને** સુબા તરીકે મોકલ્યો. તેણે અમદાવાદમાં સાબરમતીને કાંઠે શાહીબાગ નામે મહેલ બંધાવ્યો છે, તે હજી છે, તેમાં હાલ ઉત્તર વિભાગના કમિશનર સાહેબ રહે છે. જહાંગીર પછી શાહજહાં પાદશાહ થયો. તેના વખતમાં ગુજરાતમાં દુકાળ પડયો, તે એવો ભયંકર હતો કે એક રોટલાને વાસ્તે લોકો પોતાનાં બાળકોને આપી દેતા. આ દયાળુ પાદશાહે અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે અનાજનાં સદાવ્રતો ચાલુ કરાવીને લોકોના જીવ ઉગાર્યા. તેના પછી તેનો ત્રીજો શાહજાદો ઔરંગજેબ પાદશાહ થયો. તે ઘણો હુશિઆર, ભણેલો, સમયસૂચકતાવાળો પણ ધર્માંધ ને નિર્દય હતો. શરૂઆતમાં તો તેણે કેટલાક ખરાબ રિવાજ બંધ કરાવ્યા, તેથી લોકો ખુશી થયા; પછી હિંદુ રૈયત ઉપર જુલમ કરવા માંડયો, પરંતુ ગુજરાતનાં સુભાગ્યે આવેલા મુસલમાન સુબાઓ ભલા

હોવાથી રૈયત ઉપર જુલમ પડયો નહિ. તેના વખતમાં ૧૬૬૪ ને ૧૬૭૦ માં દક્ષિણના મરેઠા સરદાર શિવાજી બેવાર સુરત લૂંટીને કરોડો રૂપિઆનો માલ લઇ ગયો. ઔરંગજેબના મરણ પછી દિલ્હીના પાદશાહોની સત્તા દિવસે દિવસે નબળી પડવા માંડી, ને મરેઠાની સત્તા જામવા લાગી, તેથી ગુજરાતનો ઘણો ભાગ તેમના કબજામાં આવ્યો હતો.

---

## ગુજરાતમાં ગાયકવાડ.

### વાર્તા ૩૪ મી.



ઉપલી વાર્તામાં તમારા વાંચવામાં આવ્યું કે દક્ષિણમાં શિવાજી નામના મરાઠા સરદારે બેવાર આવી સુરત લૂંટયું, તે વખતે દિલ્હીમાં ઔરંગજેબ નામે મહા જોરાવર પાદશાહ હતો. છતાં શિવાજીએ તેના મુલકમાં લૂંટ ચલાવીને મરેઠી રાજયનો પાયો નાંખ્યો. તેના મરણ પછી મરાઠાનું રાજય વધતું ગયું, તે એટલે સુધી કે તેઓ દિલ્હીની પાદશાહી તોડી નાંખવાને તૈયાર થયા. હાલમાં તેના વંશજો કોલ્હાપુરમાં રાજય કરે છે.

શિવાજી પછી ચોથી પેઢીએ શાહુ નામે રાજા થયો. તે બહુ મોજીલો હોવાથી રાજની સઘળી સત્તા બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણને પેશ્વાનો ઇલકાબ આપીને સોંપી દીધી. બાલાજી પછી તેનો દીકરો બાજીરાવ પેશ્વા થયો, તે તેના બાપ કરતાં વધારે બહાદુર હતો, તેણે મરેઠી રાજ્યની હદ ઘણી વધારી; હોશિઆર ને બહાદુર માણસોની કદર કરીને તેમને મોટા દરજ્જા ઉપર ચડાવ્યા તેમાં દામાજી ગાયકવાડ નામના મરેઠા સરદારે ગુજરાતમાં પગપેસારો કર્યો, પણ તેનું થોડા વખતમાં ખૂન થવાથી તેનો ભત્રીજો પીલાજી ગાયકવાડ તેની જગાએ આવ્યો. તેણે ગુજરાતનો કેટલોક ભાગ જીતી લઇને વડોદરામાં રાજધાની કરી. ત્યારથી ગુજરાતમાં ગાયકવાડી રાજ્ય દાખલ થયું. પીલાજી પછીના ગાયકવાડ રાજાઓએ પેશ્વાની મદદવડે ગુજરાતનો ઘણો ભાગ જીતી લીધો હતો, અને ઘણા રાજાઓ પાસે ખંડણી કબુલ કરાવી.

સો વરસ પહેલાં ઉપર કહેલું પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે જીતી લીધું, ત્યારથી ગુજરાતમાં જે જે મુલક પેશ્વાનો હતો, તે અંગ્રેજ સરકારના કબજામાં આવ્યો, ત્યારથી ગાયકવાડ અંગ્રેજ સરકારના તાબામાં આવ્યા એ વખતમાં ગાયકવાડી રાજ્ય નબળી હાલતમાં આવી ગયું હતું, તેને અંગ્રેજ સરકારે ઘણી મદદ કરી હતી, અને અત્યાર સુધી એ રાજ્ય ચાલુ રાખ્યું છે.

ગાયકવાડ મહારાજાઓમાં ખંડેરાવ ગાયકવાડ બહુ બહાદુર ને હુશિઆર હતા. તેમણે પોતાનું રાજ્ય બહુ સારી રીતે ચલાવીને અંગ્રેજ સરકાર સાથેની મિત્રતા મજબુત કરી, અને તેમને અણીને વખતે ઘણી મદદો કરી છે તેથી તેમને 'ફરજંદે ખાસ દોલત ઇન ઈંગ્લીશીઆ' એટલે અંગ્રેજી રાજ્યના પુત્ર એવો પાદશાહી ઇલકાબ મળ્યો. તેઓ દશ વર્ષ રાજ્ય કરીને ગુજરી ગયા; તેમને પુત્ર ન હોવાથી નાનાભાઇ મલ્હારરાવ ગાયકવાડ ગાદીએ આવ્યા. તેમણે ચાર વર્ષ રાજ્ય કર્યું, પરંતુ રાજ્ય ચલાવવાની જોઇએ તેવી બાહોશી ન હોવાથી તેમને ગાદીએથી ઉઠાડી મૂકીને હાલના મહારાજા સયાજીરાવ ગાયકવાડને સને ૧૮૭૫ માં ગાદીએ બેસાડયા છે; તેઓ હજી સુધી રાજ્ય કરે છે, માટે તેમની હકીકત હવે પછીની વાર્તામાં કહેવામાં આવશે.



# મહારાજા સયાજીરાવ ગાયકવાડ.

## વાર્તા ૩૫ મી.





આ મહારાજા સને ૧૮૭૫ માં એટલે આજથી છેંતાળીશ વર્ષ ઉપર ગાદીએ આવ્યા છે; ત્યારે તેમની ઉમર નાની હતી, તેથી રાજનો કારભાર અંગ્રેજ સરકારે સંભાળી **રાજા સર ટી. માધવરાવ** નામના પ્રખ્યાત દિવાનને સોંપ્યો, એમણે નવું બંધારણ કરીને રાજ્યમાં ઘણા સુધારા કર્યા.

મહારાજા **સયાજીરાવ** પુખ્ત ઉંમરના થતાં સુધી તેમને સારા શિક્ષકોના હાથ નીચે રાખીને અંગ્રેજી ગુજરાતી અને મરાઠી ભાષામાં સંપૂર્ણ કેળવણી આપવામાં આવી; અને રાજ્ય ચલાવવાને લાયક થયા એટલે ૧૮૮૧ માં રાજ્યની લગામ સોંપી દીધી. મહારાજાની બુદ્ધિ નાનપણથી ઉંચા પ્રકારની હોવાથી તેઓ ભણવામાં બહુ લક્ષ દેતા, અને ઘણી અઘરી બાબતો સહેલાઈથી સમજી જતા. એમણે આ જ્ઞાનનો ઉપયોગ રાજની લગામ હાથમાં લીધા પછી બહુ સારી રીતે કર્યો, એટલે રૈયતને હરકત કર્તા જે જે રિવાજો હતા, તે તે દૂર કર્યા, અને રાજનો



મહારાજા સયાજીરાવ ગાયકવાડ.

*Krishna P. Press Bombay 2,*

કારભાર બહુ સારી રીતે ચલાવવાને વાસ્તે જાત અનુભવ મેળવવાને યુરોપ, અમેરિકા, અને જપાન વગેરે દેશોમાં ઘણીવાર મુસાફરી કરીને રાજમાં એટલા બધા સુધારા કર્યા છે કે કેટલીક બાબતમાં અ ગ્રેજી રાજ્ય કરતાં આગળ ગયા છે. તેમણે આખા રાજ્યમાં રૈયતને મફત અને ફરજીઆત કેળવણી આપવાનો ધારો કર્યો છે. વળી પોતાની રૈયતને સ્વરાજ્યનો હક આપ્યો છે. તેથી ગામ, તાલુકા અને પ્રાંતોમાં લોકલ-બોર્ડ અને મ્યુનિસિપલ કમીટીઓ જેવી પંચાયત નામની સભાઓ સ્થાપન થઇ છે, અને ઠેઠ ગાયકવાડ સરકારની મુખ્ય કાયદા બાંધનારી સભામાં બેસવાના લોકોને હકો આપવામાં આવ્યા છે. મહારાજા સયાજીરાવ પોતે વિદ્વાન અને કેળવા-એલા રાજકર્ત્તા હોવાથી તેના રાજયમાં રૈયતને હરેક પ્રકારનું ઉત્તેજન મળે છે; એટલુંજ નહિ પણ પોતાના બહોળા અનુભવ પ્રમાણે અજાણી બાબતો પોતાની રૈયત ઉપરાંત આખા હિંદુસ્તાનના લોકોને ભાષણો આપીને શિખવે છે, તેથી હિંદુસ્તાનના તમામ લોકો તેમના ઉપર ભાવ રાખેછે.



# ગુજરાતમાં અંગ્રેજી રાજય.

## વાર્તા ૩૬ મી.





તમને પહેલી વર્તામાં અંગ્રેજી રાજય અને આપણા શહેનશાહ વિષે થોડું કહેવામાં આવ્યું હતું, ત્યાર પછી તેમના સંબંધી મરેઠી રાજયની વાર્તામાં થોડી હકીકત આપવામાં આવી છે. આપણે નિશાળોમાં ભણીએ છીએ, તેમજ બીજા અગણિત લાભો મેળ-વીએ છીએ, તે બધા અંગ્રેજી રાજયના પ્રતાપેજ. તો આપણા દેશમાં આ રાજય કયારે અને કેવી રીતે સ્થાપન થયું, તેની વધારે વિસ્તારથી હકીકત આ વાર્તામાં કહેવામાં આવશે.

અંગ્રેજ લોકો યૂરોપ ખંડ માંહેલા ઇંગ્લાંડ જેને આપણે વિલાયત કહીએ છીએ, ત્યાંના રહેવાસી છે. તેઓ આપણા દેશમાં ૩૦૦ વર્ષ પહેલાં વેપાર કરવાને આવ્યા હતા. ગુજરાતમાં તેમણે પહેલવહેલો વેપાર સુરત શહેરમાં શરૂ કર્યો, અને ચોથી ચોપડીના ૫૪ મા પાઠને મથાળે જે મકાનનું ચિત્ર છે, તે પહેલવહેલું બાંધ્યું હતું. તમારે કોઇ-વાર સુરત જવાનું થાય તો તાપી નદીને કિનારે આ મકાન છે, તેમાં હાલ તો એક પારસી દાકતર રહે છે; ત્યાં જઇને

જોશો તો, તમારા મનમાં નવાઇ લાગશે કે જે લોકો આ મકાનમાં રહીને વેપાર કરતા તે હાલ આખા દેશ ઉપર રાજ્ય કરે છે; તમને ઇશ્વરની ખુબીનો ખ્યાલ આવશે કે તે રાજાને રંક બનાવે છે, અને રંકને રાજા બનાવે છે. જે મોટા મોટા પાદશાહો હતા તેનું રાજ્ય કોણ જાણે કયાં જતું રહ્યું અને એક વેપારી પ્રજા આ મહારાજ્યની ધણી થઇ છે.

અંગ્રેજ લોકોએ વેપાર શરૂ કર્યો. તે દરમ્યાન દિલ્હીના પાદશાહોની અને મરાઠા રાજાઓની પડતી દશા આવવા લાગી હતી. આ તકનો લાભ લઇને અંગ્રેજ લોકોએ કેટલાક રાજાઓને પૈસા અને લશ્કરની મદદ આપીને મુલક મેળવવા માંડયો. એમ કરતાં કરતાં દેશના કમભાગ્યે દેશી રાજાઓ મૂર્ખ અને પ્રજાને પીડનારા એક પછી એક નીકળ્યા. જેને લીધે અંગ્રેજ સરકારને તેમનાં રાજ્ય ખાલસા કરવાં પડયાં. હાલમાં આખો હિંદુસ્તાન તેમને સ્વાધીન છે. થોડા ભાગમાં દેશી રાજાઓ છે, તે પણ તેમના તાબામાં છે.

અંગ્રેજી રાજય આપણા દેશમાં થયા પહેલાં બંડ બખેડા ને લૂંટ ચોરી બહુ થતાં. તે આ શાણી સરકારે બંદોબસ્ત કરીને તથા કાયદાઓ બાંધીને દેશમાં સુલેહ શાંતિ વધારી છે. તેથી લોકોનાં મન સ્થિર થયાં છે, અને વેપારવણજ વધ્યો.

આશરે પાંસઠ વર્ષ પહેલાં અંગ્રેજી રાજ્યનો કારભાર **ધી ઇસ્ટ ઇંડિયા કંપની** નામે વેપારી મંડળી ચલાવતી હતી; પણ અહીંનું રાજ્ય બહુ મોટું થયું, એટલે રાજની લગામ કંપની પાસેથી **મહારાણી વિક્ટોરિઆએ** પોતાના હાથમાં લીધી. ત્યારપછી રાજનો કારભાર બહુ સારી રીતે ચાલવા લાગ્યો. મહારાણી વિક્ટોરિઆએ આ દેશનો વહિવટ પોતાના હાથમાં લીધા પછી લોકોને અગણિત ફાયદા કરી આપ્યા. અગાઉના વખતમાં બાળકોને ભણવાને નિશાળો નહોતી; માત્ર જે નિશાળો હતી; તેમાં પંડયાઓ ઉંચા ને આબરૂદાર લોકોના થોડા છોકરાઓને ભણાવતા. તેથી ઘણા લોકો અભણ રહેતા. મહારાણી સાહેબે નાત જાતના તફાવત વિના બધા લોકોને માટે નિશાળો સ્થાપી. ઉંચી કેળવણીને માટે અંગ્રેજી શાળાઓ અને કોલેજો કાઢીને લોકોને કેળવણી આપીને હુશિઆર બનાવ્યા. રેલવે, નહેર ને સડકો કાઢી અનેક સગવડો વધારી.

તમે જાણો છો કે જે રાજા કે રાણી પોતાની રૈયતને બેટા બેટી ગણીને સુખી કરે તેના ઉપર ઇશ્વરપણ રાજી થઇને તેને સુખી રાખે છે. મહારાણીના વખતમાં હિંદુસ્તાનમાં ને આખી પૃથ્વીમાં ઘણા દેશો તેના તાબા નીચે આવ્યા હતા, એટલે આખી દુનિઆમાં તેમના જેવો મોટો રાજા બીજો નહોતો. ઇશ્વર કૃપાથી રાણી સાહેબને ચાર કુંવરો ને



શહેનશાહી કુટુંબ.

Krishna P. Press Bombay 2.

ત્રણ કુંવરીઓ હતાં. એ બધાંનો વંશ એટલો બધો વધ્યો છે કે તેમનું આખું ગામ ભરાય, એટલુંજ નહિ પણ મહારાણી સાહેબના જેટલું આખી દુનિઆમાં અત્યાર સુધી કોઇ રાજાએ રાજ કર્યું નથી. તેમણે ૬૪ વર્ષ રાજ્ય કર્યું છે, અને ૮૧ વર્ષની લાંબી ઉંમરે સને ૧૯૦૧ માં સ્વર્ગવાસ કર્યો. તેમના પછી તેમના વડા કુંવર **એડવર્ડ** ગાદીએ આવ્યા.

શહેનશાહ **એડવર્ડ**ની પહેલાં ઈંગ્લાંડની ગાદી ઉપર એ નામના છ રાજાઓ થઇ ગયા હતા, તેથી આ **એડવર્ડ સાતમા** કહેવાયા. તેઓ ગાદીએ આવ્યા ત્યારે તેમની ઉંમર ૬૦ વર્ષ ઉપરની હતી. તેમણે ઘણાં વર્ષ યુવરાજ (પ્રિન્સ ઑફ્ વેલ્સ) તરીકે રાજ્યનો અનુભવ મેળવીને લોકોની પ્રીતિ સંપાદન કરી હતી. ગાદીએ આવ્યા પછી અંગ્રેજી રાજ્યની સાથે વિલાયતની આસપાસનાં અને દુનિઆનાં બીજાં રાજ્યો જે દુશ્મનાવટ ધરાવતાં હતાં, તે લોકોનાં મન મેળવીને સુલેહ શાંતિ ફેલાવી, તેથી આખી દુનિઆમાં **શાંતિદાતા એડવર્ડ** કહેવાયા છે. શહેનશાહ એડવર્ડને ત્રણ કુંવરો હતા, તેમાંથી પહેલા અને છેલ્લા કુંવરો તેમની હયાતીમાં ગુજરી ગયા હતા, તેઓએ ઉત્તમ પ્રકારે દશ વર્ષ રાજ્ય કરીને સને ૧૯૧૦ માં ૭૦ વર્ષની લાંબી ઉંમરે દેહ મૂકયો.

તેમના પછી બીજા કુંવર **જોર્જ** ગાદીએ આવ્યા. તમને આગળ એડવર્ડ સાતમા કેમ કહેવાયા, એ વિષે સમજાવવામાં આવ્યું છે, તેવીજ રીતે અગાઉ **જોર્જ** નામના ચાર રાજાઓ થઇ ગયા છે; માટે હાલના **જોર્જ** **પાંચમા** કહેવાય છે. તેઓ ઇંગ્લાંડના રાજા અને હિંદુસ્તાનના શહેનશાહ કહેવાય છે. તેમના મોટા ભાઇ **પ્રિન્સ આલ્બર્ટ વિકટર** ગુજરી ગયા પછી પોતે યુવરાજ બન્યા. વિલાયતના યુવરાજને પ્રિન્સ ઑફ વેલ્સનો ઇલકાબ મળે છે. તેથી મોટા ભાઇના મરણ પછી **જોર્જ** પ્રિન્સ ઑફ વેલ્સ એ નામથી ઓળખાયા.

તેઓ સને ૧૯૦૫ માં યુવરાજ તરીકે હિંદુસ્તાનમાં પધાર્યા હતા, અને બધા પ્રદેશોમાં ફરીને આપણા દેશનો અનુભવ તથા રૈયતનો ભાવ ને પ્રેમ જોયાં હતાં, એ સિવાય એમણે લગભગ આખી દુનિઆંની મુસાફરી કરીને અનુભવ મેળવ્યો હતો. શહેનશાહ એડવર્ડના સ્વર્ગવાસ પછી હિંદુસ્તાનના મહારાજયની ગાદીએ રાજયાભિષેક કરવાને માટે ખાસ ફરીવાર સને ૧૯૧૧માં મહારાણી **મેરી** સાથે અહીં પધાર્યા હતા, તે વખતે હિંદુસ્તાનના બધા રાજા રાણાઓનો દિલ્હીમાં

મોટો દરબાર ભરીને રાજ્યાભિષેક કરાવ્યો હતો, પોતાનો શહેન-
શાહી ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો. અને તે દિવસે
હિંદુસ્તાનનાં તમામ શહેરો ને ગામોમાં મોટી ધામધૂમ થઇ
હતી. ઇશ્વર કૃપાથી આપણા શહેનશાહને પાંચ કુંવરો ને
એક કુંવરી હતાં, પરંતુ તેમાંથી જૉન નામનો કુંવર હમણાં
ગુજરી ગયો છે. એ સિવાય બધાં બાળકો હયાત છે, એથી
તેમનો સંસાર સુખી તથા કુટુંબ આબાદ છે, તેમનું આખું
કુટુંબ પાસેના ચિત્રમાં છે, તે જોવાથી તમને પણ આનંદ
લાગશે. મોટા કુંવરની ઉંમર ૨૫ વર્ષની છે, તેમનું નામ
દાદાના નામ ઉપરથી **એડવર્ડ** રાખ્યું છે. ઇશ્વર એને જીવતો
રાખે તો ભવિષ્યમાં એડવર્ડ આઠમાં તરીકે આપણો શહેનશાહ
થશે. રાજકુંવર એડવર્ડે રાજનીતિની સંપૂર્ણ કેળવણી લીધી
છે. ત્યાર પછી યૂરોપમાં પાંચ વર્ષ પહેલાં જે મોટી લડાઇ
સળગી હતી ત્યારે લશ્કરી નોકરીમાં જોડાયો હતો, તેમાં
ઘણી મહેનત તથા કાળજીથી નોકરી બજાવી હતી. હાલ તે
**યુવરાજ** તરીકે પોતાની ફરજ બજાવે છે. રાજકુંવરી **મોડની**
ઉંમર ૨૦ વર્ષની છે, તે હજી કેળવણી લેછે. માતુશ્રી મહા-
રાણી **મેરી** બહુ સુશીલ અને આનંદી સ્વભાવનાં છે. તે મા
તરીકેની બધી ફરજો સારી રીતે સમજેછે, પોતાનાં બાળકોને

ઉછેરવામાં તથા કેળવણી આપવામાં બહુ ધ્યાન આપે છે. અને સ્ત્રીઓનાં દુઃખ મટાડવાને રાત દિવસ મહેનત કર્યા કરે છે. શહેનશાહ જોર્જ વિલાયતમાં બિરાજે છે, તેઓ લડાઇના ભારથી છુટા થયા છે તેથી થોડા વખતમાં હિંદુસ્તાનના લોકોને રાજના મોટા હકોની બક્ષીસ કરનાર છે.



# શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૫ | વખતમાં | હાથમાં |
| ૨ | ૧૭ | એમ્સફર્ડ | રેડિંગ |
| ૩ | ૧૨ | કરતાં | કરતા |
| ૪ | ૧૮ | કેટલાંક | કેટલાક |
| ૪ | ૧૯ | હુતાં | હુતા |
| ૭ | ૧૧ | ખડેર | ખંડેર |
| ૧૩ | ૧૩ | રાંધનપુર | રાધનપુર |
| ૧૫ | ૯ | કર્યા | કર્યાં |
| ૧૬ | છેલ્લી | તેમાં | તેના |
| ૧૮ | ૪ | તેમાં | તેના |
| ૧૯ | ૩ | જંગલોમાં | જંગલમાં |
| ૨૮ | ૧૧ | સાતમીએ | સાતમી |
| ૩૧ | ૪ | શાકવાટ | શાંકવાટ |
| ૩૧ | ૯ | ગ્રહપુરિ | ગ્રહરિપુ |
| ૩૫ | ૪ | કેદીના | ચેદીના |
| ૩૫ | ૮ | વાવવ્ય | વાયવ્ય |
| ૪૪ | ૩ | સિદ્ધશાજે | સિદ્ધરાજે |
| ૪૬ | ૧૮ | અને ચંદ્રાવતી | ચંદ્રાવતી |
| ૪૭ | ૧૧ | આપ્યા | આપ્યાં |
| ૪૮ | ૧૩ | તેણે | તે |
| ૫૦ | ૧ | રાજાના | રાજાનો |
| ૫૨ | ૨ | કર્યા | કર્યાં |
| ૫૯ | ૧ | કનોજના | કનોજનો |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૬૬ | ૭ | ચડાઇમાં | ચડાઈ |
| ૬૭ | ૧૪ | સમરાવ્યાં | સમરાવ્યા |
| ૬૯ | ૬ | ઘણી | ઘણી |
| ૬૯ | ૧૩ | પોતાના | પોતાની |
| ૭૧ | ૧૬ | ઠીક લાગ્યું | ઠીક ન લાગ્યું |
| ૮૩ | ૧૩ | અને | તેથી |
| ૮૪ | ૧૭ | ઉગાર્યાં | ઉગાર્યા |
| ૮૫ | ૨ | દક્ષિણના | દક્ષિણનો |
| ૮૯ | ૪ | અગ્રેજી | અંગ્રેજી |
| ૯૦ | ૧ | વર્તામાં | વાર્તામાં |
| ૯૧ | ૧૭ | બદોબસ્ત | બંદોબસ્ત |
| ૯૧ | ૨૦ | વધ્યો | વધ્યો છે. |



## આ ગ્રંથકર્તાનાં બીજાં શાલોપયોગી પુસ્તકો.

### પ્રાથમિક ભૂગોળ ગ્રન્થમાળા પુ૦ ૧.

### સંસ્થાન જુનાગઢની બાળ ભૂગોળ.

છ ચિત્રો અને રંગીન નકશા સહિત.

જુનાગઢ સ્ટેટની પ્રાથમિક શાળાઓના બીજા ધોરણ માટે મંજુર છે.

આવૃત્તિ ૭ મી  કિમ્મત બે આના.



### પ્રાથમિક ભૂગોળ ગ્રન્થમાળા પુ૦ ૨ અ.

### ગુજરાતની સામાન્ય ભૂગોળ.

( થાણા જીલ્લાની હકીકત સહિત. )

કાઠિઆવાડ આવૃત્તિ.

દશ ચિત્રો અને નવ નકશાઓ, તેમાં એક રંગિત છે.

ગુજરાતની પ્રાકૃતિક, રાજકીય અને ઔદ્યોગિક હકીકતો કેંદ્રાનુસારી પદ્ધતિથી રચના કરી છે, શરૂઆત કાઠિઆવાડથી છે, અને તેના પ્રાંત્તોનું સંસ્થાનવાર સવિસ્તર અને જીલ્લાઓનું સામાન્ય વર્ણન કર્યું છે. કાઠિઆવાડ અને વડોદરામાં લાઇબ્રેરી બુક અને જુનાગઢ ને ભાવનગર સંસ્થાનોમાં ટેકસ્ટ બુક તરીકે મંજુર છે.

આવૃત્તિ ૭ મી  કિમ્મત ત્રણ આના.



### પ્રાથમિક ભૂગોળ ગ્રન્થમાળા પુ૦ ૨ બ.

### ગુજરાતની સામાન્ય ભૂગોળ.

( થાણા જીલ્લાની હકીકત સહિત. )

ગુજરાત આવૃત્તિ.

દશ ચિત્રો અને નવ નકશા, તેમાં એક નકશો રંગિત છે.

ગુજરાતની પ્રાકૃત્તિક, રાજકીય અને ઔદ્યોગિક હકીકતો કેંદ્રાનુસારી પદ્ધતિથી લખવામાં આવી છે; શરૂઆત શુદ્ધ ગુજરાતથી કરી છે, તેમાં જીલ્લાઓનું તાલુકાવાર સવિસ્તર વર્ણન નકશાઓ સાથે, કાઠિઆવાડ ને બીજી એજન્સિઓનું વર્ણન સામાન્ય રીતે કર્યું છે, તેથી ગુજરાતની જીલ્લાઓ ને એજન્સિઓની શાળાઓના ત્રીજા ધોરણ માટે ઘણી ઉપયોગી છે. આવી સુંદર ભુગોળ અત્યાર સુધી પ્રસિદ્ધ થઇ નથી.

કદ સુપરરૉયલ ૧૬ પેજી, સાડાત્રણ ફૂારમો.

આવૃત્તિ છઠ્ઠી | કિમ્મત ત્રણ આના.

---

**પ્રાથમિક ભૂગોળ ગ્રન્થમાળા પુ૰ ૨.**

## મુંબઇ ઇલાકાની સામાન્ય અને હિંદુસ્તાનની રુપરેષા ભૂગોળ.

આઠ સુંદર ચિત્રો અને છ રંગબેરંગી નકશાઓ સહિત.

ગુજરાત પ્રાંતની આંતરિક વિશેષ, મુંબઇ ઇલાકાની વિભાગવાર સામાન્ય અને હિંદુસ્થાનની ઇલાકાવાર રૂપરેષાત્મક પ્રાકૃતિક, રાજકીય અને ઔદ્યોગિક હકીકતો સરળ ભાષામાં કેંદ્રાનુસારી પદ્ધતિથી લખવામાં આવી છે.

ગુજરાતી પ્રાથમિક ચોથા ધોરણ માટે અભ્યાસ પુસ્તક તરીકે શિક્ષકો અને વિદ્યાર્થીઓને તદ્દન અનુકુળ કરેલું છે. વિદ્વાન શિક્ષકોના પુષ્કળ અભિપ્રાયો મળ્યા છે. કદ સુપર રૉયલ ૧૦૦ પૃષ્ટો છે.

પહેલી આવૃતિ | ક્મ્મિત માત્ર છ આના.

(કાઠિઆવાડ). } નાનચંદ જશરાજ વખારીઆ.
તાલુકા સ્કૂલ માસ્તર ભેંસાણ
જુનાગઢ સ્ટેટ.

Printed at Shri Krishna Printing Press, 9, Anant Wadi, Bombay 2.